The Department of Public Instruction. Bombay.

# OUTLINES OF GEOGRAPHY

## PART I.

By

**A. R. Desai,**

Late First Assistant, P. R. Training College, Ahmedabad.

and

**A. M. Diwanji, B. A.,**

Deputy Educational Inspector,
Broach.

FIFTH EDITION.

Copies 50,000.



PUBLISHED BY

**Chimanlal, Chunilal & Co.**

*Proprietors,*

**Chimanlal Maneklal,**

AND

**Chunilal Khushaldas.**

**AHMEDABAD.**

**1916.**



*Price Annas 8,*

મુંબઈ ઇલાકાનું સરકારી કેળવણીખાતું.

# ભૂગોળવિદ્યાનાં મૂળતત્ત્વો

## ભાગ ૧.

રચનાર,

**અમીધર રણછોડજી દેસાઈ.**

માજી ફર્સ્ટ આસિસ્ટંટ, પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજ, અમદાવાદ,

અને

**આત્મારામ મોતીરામ દીવાનજી, બી. એ.**

ડે. એ. ઇન્સ્પેક્ટર, ભરૂચ.

---

પાંચમી આવૃત્તિ. નકલ ૫૦,૦૦૦.

---



---

છપાવી પ્રસિદ્ધ કરનાર,

**ચીમનલાલ, ચુનીલાલની કંપનિ, અમદાવાદ.**

**માલીક—ચીમનલાલ માણેકલાલ**

અને

**ચુનીલાલ ખુશાલદાસ.**

---

ઇ. સ. ૧૯૧૬.

---



---

કિંમત ૩ આના.

# શિક્ષકોને સૂચના.

ત્રીજા ધોરણમાં વિદ્યાર્થીઓ પોતાના જિલ્લાની તેમજ ગુજરાત અને ઉત્તર વિભાગની ભૂગોળ શીખી ગયા છે, તોપણ એને સારૂ શિક્ષકોને માટે તૈયાર કરેલાં મોટાં પુસ્તકોમાંથી વિદ્યાર્થીઓના અધિકાર પ્રમાણે જ્ઞાન અપાયું હશે, તેથી બધા શિષ્યોમાં તેજ જાતનો અને તેટલોજ સંસ્કાર થયો હશે, એ કહી શકાય નહિ; માટે આ ધોરણમાં ત્રીજા ધોરણ માટે આપેલી જિલ્લા ભૂગોળનો **મુખ્ય ભાગ** અને ઉત્તર વિભાગ અને ગુજરાતની સામાન્ય ભૂગોળમાં જે જે લખવામાં આવ્યું છે તે બધું વિદ્યાર્થીઓએ જાણવાની જરૂર છે, માટે તેનું સારૂં પુનરાવર્તન કરાવવું. ( જુઓ ગુજરાત શાળાપત્ર પુ. ૪૬. પા. ૩૦૧ ).

આ ધોરણમાં ગુજરાતની જિલ્લા અને એજન્સિવાર વિશેષ ભૂગોળ શીખવવાની છે, માટે સામાન્ય ભૂગોળનું માત્ર દિગ્દર્શન કરાવ્યું છે, કારણ કે સામાન્ય ભૂગોળ તેઓ જાણે છે. માત્ર પ્રાચીન અને અર્વાચીન રાજ્ય, અને લોકો વિષે સહજસાજ કહેવામાં આવ્યું છે.

પોતાના જિલ્લા કે એજન્સિની ભૂગોળનું બાળકોને જોઈએ તેટલું જ્ઞાન છે, એમ ધારીને દરેક વિદ્યાર્થીને બીજા જિલ્લાઓ અને એજન્સિઓ વિષે જેટલું જાણવાની જરૂર છે, તેટલું આ પુસ્તકમાં આપેલું છે, માટે આમાં આપેલી હકીકત દરેક બાળકે જાણવી જોઈએ. આ વિશેષ માહીતીથી ગુજરાતની સામાન્ય ભૂગોળના તેમના જ્ઞાનમાં વધારો થશે.

પોતાના જિલ્લાનો કે એજન્સિનો ઉત્તર વિભાગ સાથેનો તેમજ આસપાસના જિલ્લાઓ અને એજન્સિઓ સાથેનો સંબંધ છોકરાંઓના મન પર બરાબર ઠસાવી પછી પડોશના જિલ્લા વિષે હકીકત શીખવવી. ત્યાંની જમીન, ખેતી, ઝાડ, વેપાર, રસ્તા, અને લોકો વગેરેને પોતાના જિલ્લા કે એજન્સિ સાથે સરખાવવાં. ત્યાં પણ રાજ્યપદ્ધતિ તેમજ અમલદારોનાં નામો અને તેમની ફરજો તેજ

છે તેમ સમજાવવું, અને પછી તે બધાના ઉપરી **કમિશનર** અને તેમના હાથ નીચેના ખાલસા મુલક " ઉત્તર વિભાગ " સાથે તેનો સંબંધ જોડી દેવો. કમિશનર, એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર વગેરે આખા વિભાગને માટે રાખેલા અમલદારો અને તેમની ફરજો વિષે જ્ઞાન આપવું. ઉત્તર વિભાગમાં આવેલાં દેશી રાજ્યો અને એજન્સિઓના મુલકના વર્ણન સાથે રાજાઓનો અને તે તે ઉપર દેખરેખ રાખવા માટે રાખેલા સરકારી અમલદારોનો મુંબઈ ઇલાકા અને ગવર્નર સાથે શો સંબંધ છે તેનો છોકરાઓને બરાબર ખ્યાલ આપવો.

કોઈ પણ જિલ્લો, એજન્સિ, ઇલાકો, પ્રાંત કે દેશ શીખવતી વખતે બને તો માટીના નમુના બનાવી જમીનના ઢાળ, પહાડ, નદીઓ વગેરે બતાવવાં. તેને અનુસરીને જંગલ, રણ, જમીનની જાત વગેરેનો સંબંધ જોડવો. દેશની સ્થિતિ, દરીઆથી તેનું અંતર અને પહાડો, જંગલો કે રણોને અનુસરીને વરસાદ ઓછો વધતો આવે છે તેનું પણ સહજ સકારણ જ્ઞાન આપવું. તે ઉપરથી આબોહવા શીખવવી, અને આબોહવાને અનુસરીને પેદાશ, જાનવર, લોકોનો ઉદ્યોગ, વેપાર, વગેરે વિષયો સંબંધપૂર્વક વિદ્યાર્થીઓની યોગ્યતા પ્રમાણે શિક્ષકે સહજ સહજ કારણો સાથે શીખવવાં; એટલે તેમના કુદરતી ભૂગોળના પણ કંઈક જ્ઞાનનો પાયો રચાય. આ ઠેકાણે ખસુસ કરીને શિક્ષકોને સૂચના આપવાની જરૂર જણાય છે કે તેમણે બીજા ભાગમાં આપેલી પ્રાકૃતિક ભૂગોળ વાંચીને પક્કા માહીતગાર થવું, કે જેથી નકશામાં અક્ષાંશ, રેખાંશ વગેરે દોરેલી લીટીઓ અને તેના ઉપયોગ વિષે પણ પોતે કંઈક જ્ઞાન આપી શકે.

આજ પ્રમાણે ઇલાકા કે પ્રાંતોનો સંબંધ જોડીને હિંદના સામ્રાજ્યની ભૂગોળ શીખવવાની છે. પ્રાંતવાર જમીનનો અને લોકોનો ભેદ શો છે તે, તેમજ આખા હિંદી રાજ્યનું ઐક્ય શા માટે ગણવામાં આવે છે તે પણ શીખવવું. આખા દેશનો સામાન્ય ચિતાર આપ્યા પછી ઇલાકા કે પ્રાંતવાર તેની વિશેષ માહીતી આપવી.

નકશા વગર કોઈ પણ ભૂગોળનો પાઠ આપવો નહિ, તેમજ જે ભાગ પોતે છોકરાઓને ક્લાસમાં પરસ્પર સંબંધ દર્શાવીને શીખવ્યા નથી તે ભાગ ચોપડીમાંથી તૈયાર કરી લાવવાનું કહેવું નહિ. પર્વતો, નદીઓ વગેરેનાં નામની ટીપો ગોખી જવાથી કંઈ ફાયદો નથી. પણ તેમની રચના, તેના દેશની આબોહવા, વનસ્પતિ, લોકો, ખેતી, વેપાર, વગેરે ઉપર તેથી થતી અસર, એનું વિદ્યાર્થીને શક્તિ પ્રમાણે આપેલું જ્ઞાન તેમને વધારે કામનું થઈ પડવાનો સંભવ છે.

જે જે ભાગની ભૂગોળ ચાલતી જાય તે તે ભાગોનો પાટીઆ ઉપર નકશો દોરી એક વખત તેનું (ઉચ્ચ, નીચ પ્રદેશ, પહાડો, નદીઓ, હોળાવો વગેરે) કુદરતી સ્વરૂપ બતાવવું. બીજી વખત ખનીજ, ખેતી, ઉદ્યોગ વગેરેથી થતી પેદાશ, અને રેલવે, નદીઓ વગેરે વ્યવહારના રસ્તાઓ, લખીને કે ચીતરીને બતાવવાં. ત્રીજી વખત વનસ્પતિ, જાનવર, અને લોકોની વહેંચણી; વળી એક વખત રાજકીય વિભાગો, અને મોટાં શહેરો દર્શાવી દેખાડવાં. એક નકશામાં આ બધું સામટું બતાવવાથી ગુંચવાડો થાય છે, અને છોકરાંઓનાં મનમાં બધી હકીકત સાથે સારી ઠસતી નથી.

હિંદુસ્તાનની પેદાશ, વેપાર (આયાત અને નિકાસ), અને જુદે જુદે દેશ માલ લઈ જવા લાવવાના જમીનના કે દરિઆઈ રસ્તા ઉપર ખાસ ધ્યાન આપવાનું છે. રાજકીય ભૂગોળ કરતાં વ્યાવહારિક ભૂગોળ ઉપર ઓછું ધ્યાન આપવાનું નથી. હિંદુસ્તાનની અંદરના રેલવેના મુખ્ય રસ્તાઓથી પણ બાળકને વાકેફ કરવાં. ભૂગોળની સાથે સહજ ઇતિહાસ પણ શીખવવાની જરૂર છે. દેશી રાજ્યોના ઉપર દેખરેખ રાખવાને સરકારે શી ગોઠવણ કરી છે તે શીખવતાં દેશી રાજાઓને તથા તેની વસ્તીને બ્રિટિશ રાજ્યની દેખરેખથી થતી સારી અસર વિષે પણ કહેવું. હિંદુસ્તાનની રાજ્યપદ્ધતિ શીખવ્યા પછી "બ્રિટિશ સામ્રાજ્ય" ની સાથે આપણો શો સંબંધ છે તે શીખવવું.

ભૂગોળના પારિભાષિક શબ્દો (ભૂશિર, અખાત વગેરે) જેમ જેમ આવતા જાય તેમ તેમ પ્રસંગાનુસાર માટીના નમુનાની અને નકશાની મદદથી શીખવવા. તેની વ્યાખ્યાઓ ગોખાવવી નહિ.

શહેરની પાસે વસ્તીના કે પહાડ પાસે ઉંચાઈના આંકડા આપ્યા છે તે ગોખાવવા માટે નથી. શિક્ષકે તેની મદદથી જાણીતાં શહેરો કે પહાડો સાથે સ્થૂળ રીતે સરખાવવા સારૂ આપેલા છે એ ખાસ ધ્યાનમાં રાખવું.

કેળવણીખાતાએ આગળ આપેલી સૂચનાઓનું શિક્ષકોએ વારંવાર મનન કરી તે શિક્ષણપદ્ધતિને અનુસરી શીખવવું કે ભૂગોળનો અભ્યાસ અરસિક કે શુષ્ક થઈ જાય નહિ. (જુઓ ગુજરાત શાળાપત્ર પુસ્તક ૪૧ પા. ૨૦૦, ૩૦૩ તથા પુસ્તક ૪૬ પાનું ૨૯૮.)

---

અંગ્રેજી શબ્દોના શુદ્ધ ઉચ્ચાર કરતાં શિક્ષકો અંગ્રેજી જાણનાર પાસેથી શીખે એ ઇચ્છવા લાયક છે.

# અનુક્રમણિકા.



# ભૂગોળવિદ્યા ભાગ ૧લો.

## મુંબઈ ઇલાકો.

તમે ઉત્તર વિભાગ, કાઠિઆવાડ અને ગાયકવાડી રાજ્યની ભૂગોળ શીખી ગયા; પણ એ ઉત્તર વિભાગ મુંબઈ ઇલાકાનો એક ભાગ છે. જે પ્રાંતનો ઉપરી અધિકારી ગવર્નર હોય છે, તે પ્રાંત ઇલાકો કહેવાય છે. આપણા કમિશનર સાહેબનો ઉપરી એ ગવર્નર છે. આ મુંબઈ ઇલાકો અરબી સમુદ્ર પર લાંબો, સાંકડો, પટી જેવો પ્રદેશ છે; અને એની રાજધાની મુંબઈ શહેર છે, તેથી એનું નામ મુંબઈ ઇલાકો પડ્યું છે.

**સીમાઃ**—આ ઇલાકાની વાયવ્ય, ઉત્તર અને ઇશાની સરહદ પર જોશો તો બલુચિસ્તાન, પંજાબ, અને રજપુતસ્તાન છે; પૂર્વની સરહદ પર મધ્ય હિંદુસ્તાનનાં દેશી રાજ્યો, મધ્ય પ્રાંતો, અને નિઝામનું રાજ્ય છે; દક્ષિણે મદ્રાસ ઇલાકો અને મહેસુર છે; અને પશ્ચિમે અરબી સમુદ્ર છે.

**વિસ્તારઃ**—આપણા ઉત્તર વિભાગના ખાલસા મુલક સાથે મુંબઈ ઇલાકાને સરખાવીએ, તો માલમ પડશે, કે આ ઇલાકો લગભગ તેનાથી સાડાચૌદગણો મોટો છે.*

મુંબઈ ઇલાકાના ખાલસા ભાગનું ક્ષેત્રફળ ૧,૨૨,૯૮૪ ચો. માઇલ અને મુંબઈ ઇલાકાના દેશી રાજ્યોનું ક્ષેત્રફળ ૬૫,૭૬૧ ચો. માઇલ એટલે કુલ મુંબઈ ઇલાકાનું ક્ષેત્રફળ ૧,૮૮,૭૪૫ ચો. માઇલ છે. ગાયકવાડી રાજ્ય મુંબઈ ઇલાકાનો વિભાગ નથી, પણ આપણી પાસેનું રાજ્ય છે; માટે જો તેને દાખલ કરીએ તો ક્ષેત્રફળ ૧,૯૬,૮૩૨ ચો. માઇલ થાય છે.

**કુદરતી વિભાગોઃ**—કેટલીક વખતે કુદરતી રીતેજ ભાષા ઉપરથી યા તો લોકોના રિવાજ ઉપરથી અથવા દેશની રચના

---

*શિક્ષક પોતાના જિલ્લાના ક્ષેત્રફળ સાથે સરખાવવું.

ઉપરથી દેશના વિભાગ થાય છે. આ બધી બાબત લક્ષમાં રાખીને જો આપણે આપણો ઇલાકો તપાસીશું, તો માલૂમ પડશે કે કાઠિઆવાડની ઉત્તરે આવેલા નવા દેશના લોક કચ્છી ભાષા બોલે છે. તેમ તે કચ્છના અખાત અને રણને લીધે ગુજરાતથી કુદરતી રીતે છુટો પડેલો છે. આ દેશને **કચ્છ** કહે છે. કચ્છની ઉત્તરે લોકો સિંધી ભાષા બોલે છે, અને તે દેશ **સિંધ** કહેવાય છે. તે પણ કચ્છના રણને લીધે ગુજરાત અને કચ્છથી છુટો પડે છે. આપણા વિભાગમાં છેક દક્ષિણનો જિલ્લો **થાણા** છે; અને ત્યાંના લોક મરાઠી ભાષા બોલે છે. એ થાણા જિલ્લો દમણગંગા નદીથી શરૂ થાય છે, એટલે દમણગંગાની દક્ષિણનો બધો પહાડી મુલક **મહારાષ્ટ્ર** નામે ઓળખાય છે. એ મહારાષ્ટ્ર પરથી "મરાઠી" શબ્દ નીકળેલો છે. મહારાષ્ટ્રની છેક દક્ષિણમાં જઈશું તો તે જરા નિચાણનો પ્રદેશ છે. ત્યાં કાનડી ભાષા બોલાય છે અને તે ભાગ **કાનડા** કહેવાય છે. આ પ્રમાણે આ ઇલાકાના કુદરતી રીતે પાંચ ભાગ થઈ શકે છેઃ—૧ **ગુજરાત**, ૨ **કચ્છ**, ૩ **સિંધ**, ૪ **મહારાષ્ટ્ર**, અને ૫ **કાનડા**.

**રાજકીય વિભાગોઃ**—કુદરતી વિભાગો પ્રમાણે હંમેશ રાજકીય વિભાગો હોતા નથી. રાજકીય વિભાગો તપાસતાં એક વાત યાદ રાખવાની છે, અને તે એ છે કે ખાલસા મુલક દેશી રાજ્યોથી તદન અળગો છે. દેશી રાજ્યો ધ્યાનમાં ન લેતાં ઉત્તર તરફ **સિંધ વિભાગ** છે. આપણી દક્ષિણે મુંબઈ શહેર છે, તે એક જુદોજ વિભાગ ગણાય છે. આપણા વિભાગની અને મુંબઈનો પૂર્વનો ભાગ **મધ્ય વિભાગ** ગણાય છે. મધ્ય વિભાગની દક્ષિણે જઈએ તો **દક્ષિણ વિભાગ** આવે છે. આ પ્રમાણે મુખ્ય ચાર રાજકીય વિભાગો છેઃ—**ઉત્તર વિભાગ, સિંધ, મધ્ય વિભાગ, અને દક્ષિણ વિભાગ.**

**કુદરતી રચનાઃ**—મુંબઈ ઇલાકો અરબી સમુદ્રના પૂર્વ કિનારા પર આવેલો છે. તેની ઉત્તરનો સિંધ વિભાગ રણનો પ્રદેશ

છે, અને તેમાં રેતીના ડુંગર છે, ઉત્તર વિભાગ ચગાનો સપાટ વિશાળ પ્રદેશ છે, અને તેમાં પૂર્વ સરહદ પર ડુંગરો છે. મધ્ય વિભાગ ‡ઉચ્ચ પ્રદેશ છે, અને એમાં પુષ્કળ કાળી જમીન આવેલી છે. એ વિભાગમાં ઘણા ડુંગરો છે. દક્ષિણ વિભાગમાં કૃષ્ણા નદીની દક્ષિણે નીચો પ્રદેશ આવે છે, અને પશ્ચિમ તરફના બે જિલ્લા રત્નાગિરિ અને કોલાબા દરીઆની સપાટી પર દરીઆ અને પહાડ વચ્ચે આવેલા છે.*

**પહાડો:**—સિંધ દેશની પશ્ચિમની સરહદ પર **હાલા** પર્વત છે. ઉત્તર વિભાગમાં નાના ડુંગરાઓ છે, અને એની પૂર્વની સરહદ પર જે ડુંગરો આવેલા છે તે **વિંધ્યાચળ** અને **સાતપુડાના** ફાંટાઓ છે. દક્ષિણમાં ઉત્તર દક્ષિણ **સહ્યાદ્રિ** આવેલો છે. એ પર્વત **પશ્ચિમઘાટ**ને નામે પણ ઓળખાય છે.

સહ્યાદ્રિની પશ્ચિમે આવેલા રત્નાગિરિ, કોલાબા, અને થાણા જિલ્લા "**કોંકણ**" નામે ઓળખાય છે. એમાં **મેથેરાન** અને **મહાબળેશ્વર** નામનાં ઉંચાં શિખરો છે.

**નદીઓ:**—સિંધની અંદર જમીનનો ઢાળ દક્ષિણ તરફનો હોવાથી **સિંધુ** નદી સિંધ પ્રાંતમાં દાખલ થઈ દક્ષિણ તરફ વહે છે. ગુજરાતની જમીનનો ઢાળ પશ્ચિમ તરફનો હોવાને લીધે **નર્મદા** અને **તાપી** નદી અરબી સમુદ્રમાં પડે છે. સહ્યાદ્રિની પૂર્વમાં ઉચ્ચ પ્રદેશનો ઢાળ પૂર્વ તરફ છે. તેથી **ગોદાવરી** અને **કૃષ્ણા** નદી પૂર્વ તરફ વહે છે. આ છેલ્લી બે નદીનો થોડો ભાગ આપણા ઇલાકામાં છે.

ગોદાવરી નદી નાશક પાસેથી અને કૃષ્ણા મહાબળેશ્વરના ડુંગરમાંથી નીકળી પૂર્વ તરફ વહે છે.

**ધોધ:**—નદીનું પાણી પહાડ ઉપરથી અથવા ખડક ઉપરથી

---

‡ શિક્ષકે ઉચ્ચ પ્રદેશ શું છે, તે સમજાવવું.

* શિક્ષકે માટીનો નમુનો કરી આ પ્રમાણે મુંબઈ ઇલાકાની રચનાનો ખ્યાલ સારી રીતે આપવો.

પડે છે ત્યારે તેને ધોધ કહે છે. મુંબઈ ઇલાકામાં જોવા લાયક ધોધ બે છે, એક નર્મદા નદીનો **સુરપાણ**નો અને બીજો દક્ષિણમાં **ગેરસપ્પા**નો છે.*

**रणः**—મુંબઈ ઇલાકામાં કચ્છની ઉત્તરે એક મોટું રણ છે. રણમાં વનસ્પતિ હોતી નથી, અને મુસાફરોને ઊંટ પર મુસાફરી કરવી પડે છે. આ રણ લગભગ આપણા સુરત જિલ્લાથી પાંચ-ગણું મોટું છે. સમુદ્રનો અસલ એ ફાંટો હતો કે સરોવર હતું તે નક્કી કહી શકાતું નથી. ચોમાસામાં રણનાં જ્યારે પાણી ફરી વળે છે, ત્યારે કચ્છ એક ટાપુ બની જાય છે.

**किनारोः**—હિંદુસ્તાનના પશ્ચિમ કિનારાનો લગભગ પોણો ભાગ આ ઇલાકામાં છે. સિંધમાં **करांची** મોટું બંદર છે. દક્ષિણમાં આવતાં આપણે કચ્છની દક્ષિણે **कच्छनो अखात** જોઈશું. ત્યારપછી કાઠિ-આવાડના કિનારા પર આવતાં ત્યાં ઘણાં બંદરો જોવામાં આવે છે; પણ આ બંદરોમાં ચોમાસામાં વહાણ રહી શકતાં નથી. કાઠિઆ-વાડની પૂર્વે **खंभात**નો અખાત છે. ત્યાંથી દક્ષિણમાં આવતાં **मुंबई** મોટામાં મોટું બંદર છે, અને દુનિયાનાં સારાં અને મોટાં બંદરોમાંનું એક છે. છેક દક્ષિણમાં **कारवार** નામનું મોટું બંદર છે.

**आबोहवाः**—સિંધમાં રણ હોવાને લીધે તથા કોઈ પહાડ ન હોવાને લીધે વરસાદ ઘણોજ ઓછો પડે છે, અને ઉનાળામાં રેતાળ જમીનને લીધે તથા વનસ્પતિની તાણને લીધે તાપ વધારે લાગે છે. ગુજરાતમાં સિંધ કરતાં વરસાદ વધારે પડે છે, પણ તાપ ઓછો છે. નૈર્ઋત્યનો ભેજવાળો પવન સહ્યાદ્રિથી ઠંડો પડે છે, અને તે ગુજરાતમાં ફરી વળે છે. સહ્યાદ્રિના પશ્ચિમ ભાગ પર નૈ-ર્ઋત્યનો પવન બરાબર કાટખુણે આવવાથી વરસાદ રત્નાગિરિ અને કોલાબા જિલ્લા અને મુંબઈ તરફ વધારે પડે છે. મધ્ય વિભાગ ઉચ્ચ પ્રદેશ છે અને વરસાદ સહ્યાદ્રિ પર પડી જવાથી મધ્ય વિભા-

---

* શિક્ષકે ધોધ આગળના કુદરતી દેખાવનું વર્ણન આપવું. (પાઠ ૧૯, પાંચમી ચોપડી.)

ગને માટે બહુ રહેતો નથી, અને એજ કારણને લીધે તે ભાગમાં હવા ક્ષારી રહે છે. પશ્ચિમ બાજુએ દરીઆ પરના પ્રદેશની હવા ભિનાશવાળી (ભેજવાળી) છે. ગુજરાતના ઉત્તર ભાગમાં દરીઓ પાસે ન હોવાથી તેમજ રણના જેવી ભૂમિને લીધે હવા સુકી છે.

**વનસ્પતિ:**—જ્યાં જ્યાં ડુંગરો હોય છે, ત્યાં ત્યાં જંગલો વિશેષ હોય છે. કાઠિઆવાડના ગીરનાર ડુંગરમાં, પંચમહાલ અને પૂર્વના ડુંગરો તરફ મહુડા, સીસમ, રાયણ, સાગ, અને વાંસ પુષ્કળ થાય છે. ઘાટ પર સાગ અને ખેરનું લાકડું અને વાંસ થાય છે. કાનડા તરફ સુખડનાં ઝાડ જંગલોમાં જોવામાં આવે છે. આ ઉપરાંત આંબા, ફણસ, લીમડા, પીપળા, વડ, આમલી, વગેરે ઝાડ આ ઇલાકામાં ઘણે ખરે ઠેકાણે જોવામાં આવે છે. સિંધમાં મુખ્ય ઝાડ બાવળ છે.*

**જાનવર:**—દેશની હવા અને દેશની રચના પર જનાવરોનો આધાર છે. ગાય, ભેંસ, બકરાં, ઘેટાં વગેરે સર્વ જગામાં જોવામાં આવે છે. તે ઉપરાંત સિંધમાં રેતાળ પ્રદેશને લીધે ઊંટ અને ગધેડાં જોવામાં આવે છે. ગીરનારના જંગલમાં સિંહ છે. ડુંગરો પર અને જંગલોમાં વાઘ, દીપડા, ચિત્તા, રીંછ, સાબર, ડુક્કર, અને હરણ ઘણાં જોવામાં આવે છે. ડુંગરો પર પાડા પાસે, સિંધમાં ઊંટ પાસે, અને બીજા ભાગોમાં બળદ પાસે ખેતી કરાવવામાં આવે છે. કાઠિઆવાડના ઘોડા વખણાય છે.

**વસ્તી:**—મુંબઈ ઇલાકાની કુલ વસ્તી આસરે પોણાચાર કરોડ છે. તેમાં નાનાં દેશી રાજ્યોમાં ૭૪ લાખ, ગાયકવાડી રાજ્યમાં ૨૦ લાખ ને ૩૨ હજાર, અને ખાલસા મુલકમાં ૧ કરોડ ૯૬ લાખ છે.[1]

આપણા ઇલાકાની મુખ્ય વસ્તી હિંદુ, મુસલમાન, તથા પારસી છે. વસ્તીનો પોણો ભાગ હિંદુ છે, મુસલમાનો હિંદુઓનો ચોથો ભાગ છે, અને પારસીની વસ્તી ઘણીજ થોડી છે (૮૦,૦૦૦);[2]

---

* શિક્ષક આ બધાં ઝાડ બનતા લગી બતાવવાં.

૧. શિક્ષક પોતાના તાલુકા અને જિલ્લાની વસ્તી સાથે આ આંકડા સરખાવવા. આ આંકડા 'લગભગ' કે 'આસરે' સમજવા.

૨. મુખ્ય પ્રાંતો, તેમાંનાં મુખ્ય શહેરો, તથા મુંબઈ ઇલાકાના જિલ્લા,

પણ તેઓ ચતુર, સાહસિક, અને હોશિયાર છે. મુંબઈમાં પારસીની વસ્તી વધારે છે. આ ઉપરાંત ખ્રિસ્તી, યાહુદી વગેરે જોવામાં આવે છે. જંગલના ભાગોમાં, ભીલ, કોળી, નાયકા વગેરે અનાર્ય જાત રહે છે.[૧]

**ધર્મઃ**—મુખ્ય ધર્મ પાંચ છે. **હિંદુ** ધર્મમાં સ્માર્ત[૨] અને વૈષ્ણવ[૩] એવા બે મોટા સંપ્રદાય છે. સ્માર્ત ધર્મવાળા શ્રીમચ્છંકરાચાર્યના અનુયાયી છે. વૈષ્ણવ ધર્મવાળા વિષ્ણુના ભક્ત છે.

બીજો ધર્મ **મુસલમાની** છે. એ લોકો મોહંમદ પેગમ્બર સાહેબના અનુયાયી છે.

પારસીઓ **જરથોસ્ત** પેગમ્બરના અનુયાયી છે અને તેઓ અગ્નિને પૂજે છે.

કેટલાક લોકો **જૈન** ધર્મ પણ માને છે. એ જૈન ધર્મના બે મુખ્ય વિભાગ છે:—દિગંબરી અને શ્વેતાંબરી.

દિગંબરી પારસનાથને આંગી ચઢાવતા નથી, પણ શ્વેતાંબરી આંગી[૪] ચઢાવે છે.

ખ્રિસ્તી ધર્મ માનનારાની સંખ્યા આ ઇલાકામાં બે લાખ ઉપર છે. તેમાં ૨૦ હજાર યુરોપીઅનો છે, અને બાકીના દેશી ખ્રિસ્તી છે. એ ધર્મવાળા લૉર્ડ* જીસસ ક્રાઇસ્ટના અનુયાયી છે.

**ભાષાઓઃ**—આગળ બતાવ્યું છે તેમ સિંધમાં **સિંધી**, કચ્છમાં **કચ્છી**, ગુજરાતમાં **ગુજરાતી**, મહારાષ્ટ્રમાં **મરાઠી**, અને છેક દક્ષિણમાં **કાનડી** ભાષા બોલાય છે.

---

વિભાગ તથા શહેરો વગેરેની વસ્તીના આંકડા સને ૧૯૧૧ના વસ્તીપત્રક પ્રમાણે દાખલ કરેલા છે.

૧. શિક્ષકે ચોથી ચોપડીના ૩૫મા પાઠનો ઉપયોગ શીખવતી વખતે કરવો, અને પોતાને જ્ઞાન હોય તે ઉપરથી આ જાતો વિષે કંઈ કંઈ રસિક રીતે કહેવું.

૨, ૩, ૪. આ શબ્દો સમજાવવા.

*લૉર્ડનો અર્થ અહીં શ્રી જેવો થાય છે. ખ્રિસ્તી લોકો લૉર્ડનો અર્થ આ જગાએ પ્રભુ કરે છે.

કચ્છની અંદર અને કાઠિઆવાડના દરીઆકિનારા પરના ભાગમાં **કચ્છી** ભાષા બોલાય છે. તે ગુજરાતી અને સિંધીનું મિશ્રણ છે; અને તે માત્ર બોલવાનાજ કામમાં આવે છે.

મુસલમાનોની સામાન્ય ભાષા ઉર્દુ છે.

ગુજરાતમાંના કેટલાક મુસલમાનો ગુજરાતી અને દક્ષિણના કેટલાક મરાઠી બોલે છે.

**ધંધાઓઃ**—મુંબઈ ઇલાકાના લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે, અને તેમાં વસ્તીનો અડધા ઉપરાંત ( ૫૯ ટકા ) ભાગ કામે લાગેલો છે. એ ઉપરાંત બીજા મુખ્ય ધંધા કારીગરી કે મજુરી, વેપાર અને ખાનગી નોકરી છે.

ગામડામાં કેટલાક જાડું સુતરાઉ કાપડ વણીને, કેટલાક નોકરી કરીને, અને કેટલાક સાધારણ ઉપયોગની વસ્તુ બનાવીને પોતાનું ગુજરાન ચલાવે છે. મોટાં શહેરોમાં વણવા, કાંતવા વગેરેનાં સાંચા-કામ ઉઘડયાં જાય છે, અને તેમાં પણ લાખો લોકોને રોજી મળે છે. ખાલસા મુલકમાં ૬ લાખ ૩૫ હજાર, અને દેશી રાજ્યોમાં આસરે પોણાબે લાખ માણસ રેશમ, રૂ વગેરેના વણાટકામમાં રોકાએલા રહે છે. કિનારાના લોક ખલાસીનો ધંધો કરે છે.

**ખનીજઃ**—કાઠિઆવાડના ડુંગરોમાંથી ઘર બાંધવા લાયક પુષ્કળ **પત્થર** નીકળે છે, તેથી પોરબંદર તરફ આવા પત્થરોનો વેપાર વધારે છે. ધારવાડમાં **લોઢાની કાચી ધાતુ** નીકળે છે; પણ બળતણના તોટાને લીધે મોટા પાયા પર તે ગાળવામાં આવતી નથી. ધારવાડમાંથી **સોનું** પણ નીકળે છે, અને હાલ તે ખોદી કાઢવામાં આવે છે. સિંધની પશ્ચિમમાં પહાડમાંથી **ફટકડી**, **ત્રાંબું**, **સીસું**, અને **ગંધક** નીકળે છે; પણ તે મોટા જથામાં ન નીકળવાથી ખોદી કાઢવામાં આવતું નથી. માત્ર ફટકડીનોજ વેપાર છે. રાજપીપળાના ડુંગરમાંથી **અકીક**ના પત્થર નીકળે છે, અને તે ખંભાતમાં પકવવામાં આવે છે, અને તેનાં બોરીઆં, એરીંગ વગેરે બને છે. આરાસુરી વગેરે કેટલીક જગાએથી **આરસ** નીકળે છે. પંચમહાલમાંથી **લોઢું** તથા **મેંગેનીઝ** નીકળે છે. દરીઆના અથવા કુવાના પાણીમાંથી મીઠું પકવવામાં આવે છે.

**ખેતી વગેરે:**—મુંબઈ ઇલાકાનો ઉત્તર દક્ષિણ વિસ્તાર ઘણો હોવાથી તે ઘણા અક્ષાંશ રોકે છે, તેથી જુદી જુદી જાતની હવા તથા જમીનને લીધે પાક જુદા જુદા થાય છે. સામાન્ય રીતે ઘણેખરે ઠેકાણે ઘઉં, ડાંગર, બાજરી, કઠોળ, જુવાર, તલ, સરસવ, એરંડી, શેરડી વગેરે થોડાઘણા જથામાં જોવામાં આવે છે. સિંધમાં તૂલની આબાદાનીનો આધાર નદીના પૂર અને નહેર પર છે. ત્યાં મુખ્ય પાક ઘઉં, બાજરી, જુવાર, અને ડાંગર છે. ઉત્તર વિભાગમાં ભરૂચ જિલ્લો **કપાસ**નો, ખેડા જિલ્લો **તમાકુ**નો અને પંચમહાલ **મકાઈ**નો મહાલ છે. કપાસ અને ઘઉં કાળી જમીનમાં સારા થાય છે; તેથી ભરૂચ જિલ્લો, સુરત જિલ્લો અને મધ્ય વિભાગના અને દક્ષિણ વિભાગના જિલ્લાઓમાં કાળી જમીન છે, ત્યાં **કપાસ** અને **ઘઉં** એ મુખ્ય પાક છે. કોંકણની પહાડી અને વરસાદવાળી ધરતીમાં મુખ્ય પાક **ડાંગર**નો છે. બાગાયત જમીનમાં **પાન, સોપારી, પીંપર, કેળાં** વગેરે થાય છે. ખાસ દરીઆકિનારા તરફ નાળિએર અને સોપારીનો પાક વિશેષ છે, કારણ કે આ બે ચીજને દરીઆ પાસેની જમીન ઘણી માફક આવે છે.

**નહેરો:**—સિંધ સિવાય બીજા ભાગોમાં મોટા પાયા પર નહેરોથી ખેતરને પાણી પહોંચાડવામાં આવતું નથી. કેટલેક ઠેકાણે નાની નહેરો જોવામાં આવે છે. (અમદાવાદના પ્રાંતીજ તાલુકામાં હાથમતીની નહેર છે.)

**હુન્નરો:**—સુતરાઉ કાપડ, રેશમી કાપડ, અને મીઠું એ ત્રણ ઉદ્યોગની મોટી ચીજો છે. મુંબઈ અને અમદાવાદમાં ઘણી મિલો હોવાને લીધે પુષ્કળ સુતરાઉ કાપડ બને છે. સુરત, અમદાવાદ, નાશક, અને પુનામાં રેશમી કાપડ વણાય છે. આ જિલ્લાઓમાં રેશમ થતું નથી, પણ બહાર દેશથી આવે છે. તે વણવાના કામમાં આવે છે. વળી અમદાવાદમાં અને સુરતમાં સારો કસબ બને છે, તેથી ત્યાં સોનેરી ફીત અને કીનખાબ સારાં બને છે. સુરત હજુ હાથી-દાંતનાં રમકડાં અને સુખડનાં નકશી કામો માટે પ્રખ્યાત છે. કચ્છ

અને સિંધ રૂપા અને સોના પરના કોતરકામ માટે પ્રખ્યાત છે. નાશક અને પુનાનાં ત્રાંબાપિત્તળનાં વાસણ વખણાય છે. આ ઉપરાંત લક્કડ અને ધાતુની કોતરણી, કુંભારકામ, કાચનું કામ વગેરે બીજા ઘણા હુન્નરો કેટલાંક શહેરમાં છે. પણ તે ચીજો જથાબંધ નહિ થવાથી પરદેશ મોકલાતી નથી.

**વેપારના માર્ગોઃ**—અગાઉના વખતમાં જ્યારે આગગાડી નહોતી, ત્યારે વેપારને બહુ અગવડ હતી. માલ એક ભાગમાંથી બીજા ભાગમાં જલદી મોકલી શકાતો નહિ. હાલ મોટી મોટી રેલવેને લીધે લોકોને અગવડ વેઠવી પડતી નથી. ઉત્તર વિભાગમાં મોટી રેલવે **बॉम्बे बरोडा अॅन्ड सेन्ट्रल इंडिआ रेलवे** છે. મધ્ય વિભાગમાં **ग्रेट इन्डिअन पेनिनसुलर रेलवे** છે, અને દક્ષિણ વિભાગમાં **सधर्न मराठा रेलवे** છે. કાઠિઆવાડમાં નાના માપની ગાડીઓ છે, અને સિંધમાં કરાંચી બંદરેથી ઉત્તરે મુલતાન તરફ ગાડી જાય છે. આગગાડીને રસ્તે કરાંચી જવું હોય તો હાલ ફેરો ખાઈ રજપુતસ્તાનમાં થઈને જવાય છે.

મોટાં મોટાં શહેરો અને ગામોને આગગાડીને લીધે વેપારની ઘણી સગવડ છે. વળી નાનાં ગામોથી મોટાં ગામ અથવા શહેરોમાં આવવા પાકી અને કાચી સડકો બાંધેલી છે. આવા રસ્તા અગાઉ નહોતા, અને વળી રસ્તે ભય પણ બહુ હતો, તેથી લોકોને અગવડ પડતી હતી. હાલ અંગ્રેજી રાજ્યમાં કોઈ પણ જાતનો ભય નથી, એટલે વેપારીઓ ગમે તે સડકો ઉપરથી માલ લઈ રેલવે સ્ટેશને લાવે છે.

દરીઆકિનારા પરનાં શહેરો વચ્ચે જળમાર્ગે વહાણોથી વેપાર ચાલે છે. આ ઇલાકામાં નદીઓ બહુ મોટી નથી, એટલે નદીમાર્ગે વેપાર ચાલતો નથી. માત્ર નર્મદા, તાપી, અને મહીમાં મુખથી થોડે દૂર સુધી હોડીઓ ફરે છે.

**વેપારઃ—निकास**—આપણા દેશમાં જે વધારાની ચીજ હોય છે તે આપણે પરદેશ મોકલીએ છીએ. મિલોમાં સુતરાઉ કાપડ બને છે, તે અને અનાજ આપણે જથાબંધ પરદેશ ચઢાવીએ છીએ.

એ ઉપરાંત તેલી બીઆં, ચામડાં, શણ, અને ગળી પણ આપણા મુલકમાંથી પરદેશ જાય છે.

**આયાતઃ**—આપણા દેશમાં લોખંડનાં કારખાનાં નથી, તેથી લોખંડનો સામાન પરદેશથી પુષ્કળ આવે છે. આ ઉપરાંત ખાંડ, સુતરાઉ, ગરમ અને રેશમી કાપડ, કેરોસીન, કોલસા, કાચ, દવાઓ વગેરે પરદેશથી આવે છે. આપણા ઇલાકામાં કોલસા નથી, તેથી ઘણાં મોટાં કારખાનાં કાઢવાં મુશ્કેલ છે.

**રાજ્યતંત્રઃ**—પટેલ, તલાટી, મામલતદારો, અને કલેક્ટરો વિષે તથા તેમની ફરજો વિષે તમે જાણો છો; એક વિભાગમાં કલેક્ટરોના ઉપરી કમિશનર છે. આ ઇલાકામાં પાંચ વિભાગ છે, અને તે દરેકના ઉપરી કમિશનર છે. એ બધા કમિશનરના ઉપરી અધિકારી ગવર્નર સાહેબ છે, અને તે આખા ઇલાકાની દેખરેખ રાખે છે. તેની નીમણુક નામદાર શહેનશાહના હુકમથી થાય છે, અને તે પાંચ પાંચ વર્ષ સુધી ચાલે છે. એમને રાજ્યકારભારમાં મદદ કરવા બે મંડળ છે. તેમાંનું એક ઇલાકાનો કારભાર ચલાવનારૂં (એગ્ઝીક્યુટિવ) અને બીજું કાયદાકાનુન બાંધનારૂં (લેજિસ્લેટિવ) છે. કારભાર ચલાવનાર મંડળમાં ગવર્નર સાહેબ અને ત્રણ બીજા સભાસદો મળી ચાર જણ છે, અને તેમાંનો એક દેશી હોય છે. એ મંડળ મુંબઈ સરકારને નામે ઓળખાય છે. આ મુંબઈ સરકારને તાબે ખાતાંના વડાઓ પણ છે.[1]

બીજું મંડળ માત્ર કાયદાજ બાંધે છે, અને તેમાં ઉપલા ચાર સભાસદ ઉપરાંત ૨૧ લોકોના ચૂંટી કાઢેલા સભાસદો, ૨ સરકારે નીમેલા (એક્સ્પર્ટ) ખાસ માહીતી ધરાવનારા સભાસદો, અને ૨૧ સરકારે નીમેલા સભાસદો હોય છે. સરકારે નીમેલા સભાસદો પૈકી સરકારી અમલદારની સંખ્યા ૧૪થી વધારે હોતી નથી; તેમજ એ એક્સ્પર્ટ સભાસદો સરકારી નોકર અથવા તે સિવાય બીજા પણ હોઈ શકે છે.

---

૧ શિક્ષકે ચોથી ચોપડીના ૭૧મા પાઠનો, આ ભાગ શીખવતી વખતે સંબંધ રાખી શીખવવું.

આ સભામાં કુલ ૪૮થી વધારે સભાસદ હોતા નથી. સરકારી બધું કામકાજ સેક્રેટરિ તૈયાર કરી કારભારીમંડળ પર મોકલી આપે છે.

ન્યાયખાતાનો વહીવટ મુંબઈની [1]હાઇ કોર્ટના હાથમાં છે. તે ગવર્નરથી સ્વતંત્ર છે, અને મુનસફો વગેરે ન્યાયખાતાના તમામ અધિકારીઓ ઉપર તેની સત્તા છે.

**देशी राज्यो:**--દેશી રાજ્યોના બે વિભાગ છે. એક હિંદી સરકારના તાબા હેઠળ અને બીજો મુંબઈ સરકારની દેખરેખ નીચે છે. આ ઇલાકામાં આવેલાં દેશી રાજ્યોના ઉપર દેખરેખ રાખવાની નીચે પ્રમાણે ગોઠવણ છે.

ગાયકવાડી રાજ્ય ઉપર દેખરેખ રાખવાનું કામ મુંબઈ સરકાર પાસેથી લઈ ઇ. સ. ૧૮૭૫માં હિંદી સરકારને સોંપવામાં આવ્યું, અને ત્યારથી ત્યાં વાઇસરૉય તરફથી નીમેલો રેસિડન્ટ રહે છે.

મુંબઈ સરકારની દેખરેખ નીચેનાં દેશી રાજ્યોના પાછા બે ભાગ છે. એક ભાગ મુંબઈ સરકારની ખુદ દેખરેખ નીચે અને બીજો કમિશનરની દેખરેખ નીચેનો છે. કાઠિઆવાડ, કચ્છ, અને કોલ્હાપુર મુંબઈ સરકારની દેખરેખ નીચે છે. કમિશનરની દેખરેખ નીચેનાં રાજ્યોમાં જો †એજન્સિ મોટી હોય છે, તો જુદો પોલિટિકલ એજન્ટ રહે છે, અને જો એજન્સિ નાની હોય છે તો પાસેના જિલ્લાના કલેક્ટર તે એજન્સિના પોલિટિકલ એજન્ટ કહેવાય છે. આ એજન્ટો રાજાઓને સલાહ આપે છે, અને રાજાઓ રાજ્યમાં સારો બંદોબસ્ત રાખે છે કે નહિ તેની દેખરેખ રાખે છે. એ ઉપરાંત તેઓ રાજારજવાડામાંથી ખંડણી વસુલ કરી ગાયકવાડ અથવા બીજા જે સંસ્થાનને ભરવાની હોય છે તેને ભરે છે. કોઈ રાજા, ઠાકોર, નવાબ, વગેરે બાળકુંવરને મૂકીને મરી જાય છે, ત્યારે તેના સંસ્થાનનો હવાલો પોલિટિકલ એજન્ટ લે છે, અને સંસ્થાનનું કામ સંભાળથી ચલાવી મરનાર દેવું મૂકી ગયો હોય તે અદા કરે છે.

## उत्तर विभाग अने गुजरात.

ઉત્તર વિભાગમાં ( ૩૬,૯૫,૦૦૦ ) નીચેના જિલ્લાઓ ( ખાલસા મુલક ) અને એજન્સિઓ આવેલાં છે.

---

[1] મોટી અદાલત. † નાનાં રાજ્યના સમૂહને એજન્સિ કહે છે.

| खालसा मुलक. | एजन्सिओ. |
|---|---|
| १ अमदावाद जिल्लो. | १ पालणपुर एजन्सि. |
| २ खेडा जिल्लो. | २ महीकांठा एजन्सि. |
| ३ भरुच जिल्लो. | ३ रेवाकांठा एजन्सि. |
| ४ पंचमहाल जिल्लो. | |
| ५ सुरत जिल्लो. | |
| ६ थाण जिल्लो. | |

ઉત્તર વિભાગના કમિશનરના હાથ નીચે જિલ્લા દીઠ એકેક કલેક્ટર છે. એજન્સિઓમાં દેશી રાજ્યોના ઉપર દેખરેખ રાખવાને પોલિટિકલ એજન્ટ રહે છે. અને તેઓ પણ ઘણી બાબતમાં કમિશનરની દેખરેખ નીચે છે. **रेवाकांठा** અને **सुरत** એ બે નાની એજન્સિઓ હોવાથી ત્યાંના એજન્ટ તરીકેનું કામ અનુક્રમે પંચમહાલ અને સુરત જિલ્લાના કલેક્ટરોને સોંપેલું છે. ખેડાના કલેક્ટરની દેખરેખ નીચે **खंभात**, અને થાણાના કલેક્ટરની દેખરેખ નીચે **जवार** સંસ્થાનો છે. આમાંનો થાણા જિલ્લો ગુજરાતને લગતો નથી પણ દક્ષિણને લગતો છે.

આ ઉત્તર વિભાગની સાથે ગાયકવાડી રાજ્યનો મુલક ચાર કડકામાં વહેંચાએલો સેળભેળ થઈ ગએલો છે. તેના ઉપર દેખરેખ રાખવાનું કામ કમિશનરને હાથ રાખેલું નથી, પણ આખા હિંદુસ્તાનના ઉપરી (વાઇસરૉય) ના હાથમાં રાખેલું છે.

કાઠિઆવાડ એજન્સિના ઉપરી પોલિટિકલ એજન્ટ મુંબઈ ઇલાકાના ગવર્નરને તાબે છે, અને તે એજન્ટ હુ ધ ગવર્નર કહેવાય છે.

થાણા જિલ્લો બાદ કરતાં આખો ઉત્તર વિભાગ, ગાયકવાડનો મુલક અને કાઠિઆવાડ એજન્સિ, એટલો મુલક મળીને **गुजरात** પ્રાંત થાય છે, એ તમે આગળ શીખી ગયા છો.

ગુજરાત પ્રાંતમાં મૂળ રજપુત રાજ્ય હતું. તેમની પાસેથી અલાઉદ્દીન ખીલજી એટલે મુસલમાન લોકોએ લીધું. ત્યારબાદ દિલ્હી સરકાર તરફથી સુબા નિમાતા, અને તેઓ પાટણમાં રહીને રાજ્યવહીવટ

ચલાવતા. દિલ્હીના રાજાઓનું રાજ્ય નબળું પડવાથી આ સુબાઓ રાજ્ય ચલાવતા ચલાવતા સ્વતંત્ર થયા, અને ત્યારથી ગુજરાતમાં સલ્તનત સ્થાપન થઈ અને અહમદશાહ નામના એક સુલતાને અમદાવાદ વસાવી તેને રાજનગર ઠરાવ્યું. આ બાદશાહી ઘણાં વરસ ચાલ્યા પછી અકબર બાદશાહે ઇ. સ. ૧૫૭૩માં અમદાવાદના સુલતાન મુઝફ્ફરશાહ ત્રીજાને હરાવી ગુજરાત દિલ્હીના રાજ્યમાં જોડી દીધું. વળી પાછા દિલ્હીમાંથી સુબાઓ આવી અમદાવાદમાં રાજ્ય કરવા લાગ્યા. એટલામાં મરાઠી રાજ્યનું જોર વધી પડ્યું, અને વડોદરા, સોનગઢ, અને પાવાગઢમાં ગાયકવાડે રાજ્ય જમાવ્યું. દિલ્હીના રાજાઓ પાછા નબળા પડ્યા, ત્યારે ગુજરાતમાં અંધાધુંધી ચાલી. ગાયકવાડે આખા ગુજરાતના રાજાઓને સતાવી ખંડણી ઠરાવી, અને સુબાઓને નસાડી આખું ગુજરાત તાબે કર્યું. પેશ્વાએ તેમની પાસેથી ભાગ લીધો. આખરે અંગ્રેજ સરકારે પેશ્વાઈ (ઇ. સ. ૧૮૧૮માં) જીતી લઈ ગુજરાત કબજે કર્યું, અને ગાયકવાડ સાથે કરાર કરી કેટલોક ખાલસા મુલકનો બદલો કરી હાલની સ્થિતિમાં ગુજરાતને આણ્યું. ગાયકવાડની ખંડણીની અમુક રકમ ઠરાવી અંગ્રેજ સરકારે દેશી રાજ્યોને પછી તાબામાં લીધાં, અને તે પર દેખરેખ રાખવા પોલિટિકલ એજંટો નીમી એજન્સિઓની ગોઠવણ કરી. છેવટે ગાયકવાડનું એજન્સિમાં રહેતું લશ્કર પણ કમી કરી તેજ પૈસામાંથી અંગ્રેજ સરકારે એજન્સિઓમાં પોલીસ ફોજ રાખી.

ગુજરાતની પૂર્વે આવેલા વિંધ્યાચળના ફાંટાને આરાસુરના ડુંગરોમાંથી નીકળેલા ફાંટા દક્ષિણ તરફ જઈ મળે છે. આ ઉચ્ચ પ્રદેશના નૈર્ઋત્ય તરફના ઢાળમાં થઈને **વનાસ, સરસ્વતી, સાબરમતી, મહી** વગેરે નદીઓ રણમાં કે ખંભાતના અખાતમાં જાય છે. ગુજરાતની પૂર્વે પણ વિંધ્યાચળ, સાતપુડા, અને સહ્યાદ્રિના છેડા મળી જાય છે. આ બીજા ઉચ્ચ પ્રદેશને ચીરીને **નર્મદા** અને **તાપી** એ બે મોટી નદીઓ પશ્ચિમ તરફ વહે છે. નર્મદાના પ્રદેશથી ઉત્તરનાં પહાડી જંગલોમાં મહુડો, સાગ, ખાખરો, લીમડો એ મુખ્ય ઝાડ છે. તાપીના પ્રદેશમાં વડ, સાગ, ખેર, અને આમલી એ મુખ્ય ઝાડ છે. પશ્ચિમ તરફનો ઢોળાવ હિંદુસ્તાનમાંની સારામાં સારી જમીન જેવો ફળદ્રુપ છે, અને ત્યાં દરેક જાતની ખેતી થાય છે. ઉત્તર તરફનો નિચાણનો પ્રદેશ ખંભાતના અખાત અને રણ વચ્ચે આવીને કાઠિઆવાડને

સાંધે છે. એ ભાગ ખારવાળો તથા વનસ્પતિ વિનાનો છે. આ ઠેકાણે આગળ દરીઓ હશે અને તે ઉપરથી કાઠિઆવાડ બેટ હશે એવું ધરાય છે. ઉત્તર ગુજરાતનો પશ્ચિમ ભાગ પણ રણને લગતો હોવાથી ખેતી અને બીજી વનસ્પતિની પેદાશમાં તે ઉતરતો છે. કાઠિઆવાડનો ચારે તરફથી ચઢતો ઢાળ બર્ડા અને થાન સુધી ૭૦૦ ફુટ ઉંચો થાય છે. ત્યાંથી નદીઓ નીકળી ચારે તરફ સમુદ્રમાં જાય છે. તેમાં પશ્ચિમ તરફ જનારી **ભાદર** અને પૂર્વમાં જનારી **શેત્રુંજી** મુખ્ય છે. આ નદીઓના પ્રદેશ ફળદ્રુપ છે. તેમાં ગીરનાર જેવા જ્વાળામુખીથી થએલા પણ કોઈ કોઈ ડુંગરા છે.

ગુજરાતના નિચાણના ભાગોમાં મુખ્ય ઝાડ આંબો, મહુડો, લીમડો, આમલી વગેરે છે. ગુજરાતમાં મુખ્ય ધંધો ખેતીનો છે, તોપણ ઘણા લોકો મજુરી, વેપાર, ખાનગી કારીગરી કે નોકરી ઉપર પણ આધાર રાખે છે. સુતર અને સુતરાઉ કાપડની, કપાસ લોઢવાની, વહેરવાની, દળવાની, પીલવાની, ચોખા કાઢવાની, વગેરે મિલો ગુજરાતમાં ઘણી છે, અને તેથી એ ત્રણ લાખ કરતાં વધારે માણસને રોજી મળે છે. પહાડોમાંથી સારા પત્થર નીકળે છે. તેમજ લોઢું, મેંગેનીઝ, વગેરે પણ કોઈ કોઈ જગાએ નીકળે છે, અને તેમાં પણ ઘણાં માણસોને રોજી મળે છે. ગુજરાતમાંથી સુતરાઉ કાપડ, સુતર, કપાસ, તેલી બીઆં, અને બીજી કેટલીક કારીગરીની ચીજો બહાર ગામ મોકલવામાં આવે છે. લોકોના વ્યવહાર માટે સરકારે આખા ગુજરાતમાં રેલવે તેમજ કાચી પાકી સડકો કરી છે. લોકો ઉદ્યોગી, પૈસાદાર, અને વેપારમાં કુશળ છે, અને તેઓ કાયદાને અનુસરીને તેમજ સરકાર તરફ ઘણું માનપૂર્વક જોઈ વર્તે છે, તેથી તેમને શાંતિનો લાભ મળે છે.

આ ઉત્તર વિભાગ અને ગુજરાત આપણો મુલક છે, અને તેને વિષે બારીક જ્ઞાનની જરૂર છે, માટે તે આપણે ભાગવાર તપાસીએ.

---

# उत्तर विभाग.

## अमदावाद जिल्लो.

ઉત્તર વિભાગમાં સૌથી ઉત્તરમાં આવેલો જિલ્લો અમદાવાદ છે, અને તે આ વિભાગમાં બધા જિલ્લાઓમાં સૌથી મોટો છે. ( ૩,૮૦૦ ચો. મા. ) આ જિલ્લો બધો એક જથે નથી, પણ ઈશાનમાં **મોડાસા** પેટામહાલ અને **પ્રાંતીજ** તાલુકો, ગાયકવાડી મુલક તથા મહીકાંઠા એજન્સિના મુલકથી જુદા પડયા છે, અને દક્ષિણમાં **ઘોઘા** પેટામહાલ ભાવનગરનું રાજ્ય વચ્ચે આવવાથી જુદો પડયો છે. આ જિલ્લામાં **સાબરમતી** મોટી નદી છે, અને તે **અંબાજીના** નામીચા ધામથી થોડેક છેટે **અરવલ્લીના** ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. ઉત્તર વિભાગના બીજા જિલ્લા કરતાં અહીં દરીઓ પાસે ન હોવાને લીધે તાપ તેમ ટાઢ અતિશય પડે છે. ઘોઘા તરફ દરીઓ નજીક હોવાથી તાપ ઓછો લાગે છે. આ જિલ્લામાં વસ્તી લગભગ સવાઆઠ લાખની છે. લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે. અમદાવાદમાં સુતરાઉ, રેશમી, અને કસબી કાપડ (કીનખાબ) વણી ઘણા લોકો ગુજરાન ચલાવે છે. અમદાવાદ જિલ્લામાં છ તાલુકા:—**ઉત્તર દસક્રોઈ, દક્ષિણ દસક્રોઈ, વીરમગામ, પ્રાંતીજ, ધોળકા,** અને **ધંધુકા,** અને ત્રણ પેટામહાલ **મોડાસા, સાણંદ,** અને **ઘોઘા** છે. પેટામહાલમાં સૌથી ઉપરી અમલદારને મહાલકરી કહે છે, અને તાલુકાના ઉપરી અમલદારને મામલતદાર કહે છે. પેટામહાલનું ક્ષેત્રફળ નાનું હોવાને લીધે મામલતદારથી ઉતરતી પંક્તિનો અમલદાર મહાલકરી ત્યાં રાખવામાં આવે છે.

**जाणवा लायक स्थळो:—अमदावाद** ( ૨,૧૭,૦૦૦ )* શહેર ઇ. સ. ૧૪૧૨માં ગુજરાતના સુલતાન અહમદશાહે વસાવ્યું હતું, અને પોતાના નામ પરથી એનું નામ અમદાવાદ

* શહેરની પાસે કૌંસમાં આંકડા મૂકેલા છે તે વસ્તીના છે. આ આંકડા ગોખાવવાની જરૂર નથી. માત્ર શહેર કેવડું મોટું છે તે જાણવા આપ્યા છે.

(અહમદાબાદ) રાખ્યું હતું. શહેર સુલતાનોના વખતમાં ગુજરાતની રાજધાનીનું નગર હતું, અને હાલ ઉત્તર વિભાગના કમિશનરનું તથા જિલ્લાના કલેક્ટરનું સદર સ્ટેશન છે. અહીં જુના વખતનાં ઘણાં જોવા લાયક મકાનો છેઃ-જુમામસજીદ, શાહઆલમનો રોઝો, કાંકરીઉ તળાવ, હઠીસીંગનું દહેરૂં વગેરે. આ શહેરમાં ૫૦ કરતાં વધારે મિલો છે, અને દીવાસળી બનાવવાની પણ એક મિલ છે. શહેર કીનખાબ, રેશમી કાપડ, રેશમી કોરનાં ધોતીઆં, અને મિલના સુતરાઉ કાપડના વેપારને માટે પ્રખ્યાત છે. અમદાવાદ રેલવેનું મોટું જંક્શન[1] છે. ત્યાંથી દિલ્હી, મુંબઈ, ધોળકા, પ્રાંતીજ, અને વઢવાણ તરફ ગાડી જાય છે.

**વીરમગામ** ( ૨૦,૭૦૦ ) તાલુકા ગામ છે. એની પડોશમાં સિદ્ધરાજની મા મીનલદેવીનું બંધાવેલું મુનસર તળાવ છે. ગામમાં મુખ્ય વેપાર રૂનો છે.

**ખારાઘોડા**[2]માં વરાગડું મીઠું પકવવામાં આવે છે. ત્યાંથી મીઠું લાવવાને ખાસ વીરમગામથી ખારાઘોડા સુધી રેલવે બનાવેલી છે.

**ધોળકા** ( ૧૩,૬૦૦ ) તાલુકા ગામ સુંઠ અને દાડમને માટે વખણાય છે. મહાભારતમાં આવેલા વિરાટનગરની જગાએ આ ગામ વસ્યું છે, એમ કહેવાય છે. ગામ ઘણું પ્રાચીન જણાય છે. અહીં મીનલદેવીનું બંધાવેલું મલાવ તળાવ છે.

**ઘોઘા** (૨,૯૦૦) અગાઉ તાલુકા ગામ હતું. અહીંની હવા દરીઆ પાસે હોવાથી સારી ગણાય છે, તેથી ગરમીની ઋતુમાં ઘણા લોકો ત્યાં જઈને રહે છે. ઘોઘા નામીનું બંદર હતું, પણ ખંભાતના અખાતનો આ ભાગ પુરાઈ જવાથી વેપાર ભાંગી પડયો છે.

## ખેડા જિલ્લો.

અમદાવાદ જિલ્લાની દક્ષિણે અને પૂર્વે આવેલો ખેડા જિલ્લો અમદાવાદ જિલ્લાથી લગભગ અડધો છે. એનો મધ્ય ભાગ ચરોતર

---

૧. જ્યાં આગગાડીના રસ્તા મળે છે તે જગા જંક્શન કહેવાય છે.

૨. જે ગામ મુંબઈ ઇલાકાના નકશામાં ન આવ્યાં હોય તે જિલ્લાના નકશામાંથી બતાવવાં.

નામે ઓળખાય છે, અને તે ઘણોજ ફળદ્રુપ છે. આ જિલ્લામાં મુખ્ય નદી **મહી** અને **સાબરમતી** છે. મહી નદી સાબરમતી કરતાં દોઢી લાંબી છે, અને એ ખેડા જિલ્લાને પંચમહાલ અને ગાયકવાડી રાજ્યથી જુદો પાડે છે. આખા મુંબઈ ઇલાકામાં (૬,૯૨,૦૦૦) ક્ષેત્રફળના પ્રમાણમાં ઘાડામાં ઘાડી વસ્તીવાળો આ જિલ્લો છે. લોકોનો મુખ્ય ધંધો ખેતી છે. જમીન સારી હોવાને લીધે જુદા જુદા પાકઃ—બાજરી, ડાંગર, તુવર, કોદરા, બાવટો, તમાકુ, વરિઆળી, રૂ વગેરે થાય છે. ખાસ કરીને આ જિલ્લો તમાકુને માટે ઘણો વખણાય છે. કપડવંજમાં સાબુ બનાવવાનાં તથા કાચ બનાવવાનાં કારખાનાં ઘણાં છે. આ બની શકવાનું કારણ એ છે કે ત્યાં ઊસ અને સાજીખાર પુષ્કળ મળી આવે છે. કપડવંજથી ૧૫ માઇલ પર આવેલી માજમ નદીમાંથી અકીકના પત્થર નીકળે છે. એ પત્થર ખંભાત મોકલવામાં આવે છે અને ત્યાં તેને પકવી સાફ કરવામાં આવે છે.

આ જિલ્લાના સાત તાલુકા **કપડવંજ, ઠાસરા, આણંદ, નડિઆદ, મેમદાવાદ, માતર,** અને **બોરસદ** પાડવામાં આવ્યા છે.

**જાણવા લાયક સ્થળોઃ—કપડવંજ** (૧૩,૧૦૦) તાલુકા ગામ મોહર નદી પર આવેલું છે, અને કાચની ચીજો તથા સાબુને માટે પ્રખ્યાત છે. **લસુંદ્રા** કપડવંજ તાલુકામાં ઉના પાણીના કુંડને માટે પ્રખ્યાત છે.

**ડાકોર** (૭,૭૦૦) ઠાસરા તાલુકામાં જાત્રાનું ધામ છે. ત્યાં શ્રીરણછોડજીની મૂર્ત્તિ છે, અને દર માણેકઠારી પુનમે મોટો મેળો ભરાય છે.

**નડિઆદ** (૨૭,૧૦૦) આખા જિલ્લામાં મોટું ગામ છે. ત્યાંથી એક ગાડી કપડવંજ તરફ જાય છે.

**વડતાલ** નડિઆદ તાલુકામાં બોરીઆવી સ્ટેશનથી દોઢ માઇલ પર સ્વામીનારાયણ ધર્મવાળાનું જાત્રાનું મુખ્ય ધામ છે.

**ખેડા** (૭,૪૦૦) જિલ્લાનું મુખ્ય કિલ્લેબંધી ગામ વાત્રક અને શેઢીના સંગમ પર આવેલું છે. મેમદાવાદ સ્ટેશનથી ખેડા જવાની પાકી સડક છે.

**મેમદાવાદ** (૬,૩૦૦)નું અસલ નામ મહમુદાબાદ હતું અને એ ઇ. સ. ૧૪૭૯માં મહમુદ બેગડાએ વસાવ્યું હતું.

**આણંદ** (૧૦,૨૦૦) રેલવેનું જંક્શન હોવાને લીધે અગત્યનું ગામ છે. ત્યાંથી એક ગાડી ખંભાત તરફ અને બીજી ગોધરા તરફ થઈ રતલામ જાય છે.

## પંચમહાલ.

ખેડા જિલ્લાની પૂર્વે આવેલો જિલ્લો પંચમહાલ નામે ઓળખાય છે. એની અંદર આવેલા પાંચ મહાલ **ગોધરા, કાલોલ, હાલોલ, ઝાલોદ,** અને **દાહોદ** ઉપરથી એનું નામ પંચમહાલ પાડયું છે. **રેવાકાંઠા** એજન્સિના જંગલવાળા અને ડુંગરાવાળા **બારીઆના** રાજ્યથી એના બે ભાગ પડયા છે. પૂર્વ ભાગમાં ઝાલોદ અને દાહોદ, અને પશ્ચિમ ભાગમાં ગોધરા, કાલોલ, અને હાલોલ આવેલા છે. આ જિલ્લામાં નૈરૃત્ય તરફનો ભાગ વધારે રસાળ અને ખેડાણ લાયક છે. ગોધરાની દક્ષિણે ૨૫ માઇલ પર પાવાગઢ નામે ૨,૫૦૦ ફુટ ઉંચો ડુંગર આવેલો છે. એ ડુંગર પરનો કિલ્લો તાબે કરવાને અહીં ઘણી વખત હિંદુ રાજા અને ગુજરાતના મુસલમાન રાજાઓ વચ્ચે લડાઈઓ થઈ હતી. હાલ તે કિલ્લો ખંડિએર સ્થિતિમાં જોવામાં આવે છે. ઉપર કાળીકા માતાજીનું દહેરૂં છે, અને ઉનાળામાં કેટલાકો ત્યાં ઉપર જઈને રહે છે. જંગલોને લીધે પંચમહાલની હવા સારી નથી. પંચમહાલમાં જંગલો ઘણાં છે. મહુડાનાં ઝાડ એટલાં બધાં છે કે આખા કાઠિઆવાડ, ગુજરાત, અને દક્ષિણમાં મહુડાં પુરાં પડે છે. અહીં ઇ. સ.ની ૧૭મી સદીમાં જંગલોમાં હાથી જોવામાં આવતા હતા. પંચમહાલ લગભગ ખેડા જિલ્લા જેવડો છે, પણ વસ્તી (૩,૨૩,૦૦૦) ખેડાની વસ્તીથી અડધીએ નથી. આ જિલ્લામાં ભીલની વસ્તી વધારે છે, અને તેઓ જંગલમાંથી લાખ એકઠી કરી વેચી પોતાનું ગુજરાન ચલાવે છે. અહીં મુખ્ય પાક મકાઈનો છે. ડુંગરોમાંથી સીસું, લોખંડ, અને મેંગેનીઝ નીકળે છે.

આ જિલ્લામાં **ગોધરા, દાહોદ,** અને **કાલોલ** ત્રણ તાલુકા **અને હાલોલ અને ઝાલોદ** બે પેટામહાલ છે.

**જાણવા લાયક સ્થળોઃ—ગોધરા** (૨૨,૧૦૦) જિલ્લાનું મુખ્ય ગામ છે. એની પાસે ગોધરક નામે તળાવ છે.

**હાલોલ** પાવાગઢની વાયવ્યમાં આવેલું છે. મહમુદ બેગડાના વખતમાં આ જગાએ હાલુર નામના સુથારે સુંદર બાગ બનાવ્યો હતો એ ઉપરથી મહમુદ બેગડાએ આ જગાનું નામ હાલોર રાખ્યું હતું.

**દાહોદ** ( ૯,૩૦૦ ) ઔરંગજેબની જન્મભૂમિ છે. પાસે છાબ તળાવ નામે જુનું તળાવ છે. સિદ્ધરાજના વખતમાં જસમા ઓડણની સરદારી નીચે ઓડ લોકોએ આ તળાવ બાંધ્યું હતું. આ લોકોની એટલી મોટી સંખ્યા હતી કે એકેક જણે છાબડી ભરી મટોડું કાઢ્યું કે તળાવ ખોદાઈ ગયું એવી દંતકથા છે.

**ચાંપાનેર** વનરાજના વખતમાં વસ્યું હતું, અને ચાંપા નામના મંત્રી પરથી વનરાજે તેનું નામ ચાંપાનેર રાખ્યું હતું. હાલ તે ખંડિએર છે.

## ભરુચ જિલ્લો.

ખેડા જિલ્લાની દક્ષિણે ખંભાતના અખાત પર આવેલો જિલ્લો ભરૂચ જિલ્લાને નામે ઓળખાય છે. આ જિલ્લો પંચમહાલ કરતાં સહેજ નાનો છે, પણ વસ્તી (૩,૦૬,૦૦૦) લગભગ તેટલીજ છે. આ જિલ્લાની લગભગ $\frac{૯}{૧૦}$ જમીન કાળી છે, અને તેમાં રૂનો પાક ઘણો સારો ઉતરે છે. આ જિલ્લામાં મોટામાં મોટી નદી **નર્મદા** છે. એ નદી સાબરમતી કરતાં ચારગણી લાંબી છે, અને એ પણ સાબરમતીની માફક ખંભાતના અખાતને મળે છે. નર્મદા નદી પર ભરૂચ મોટું શહેર છે, અને ત્યાંસુધી વહાણો આવી શકે છે. ગુજરાતમાં જેમ ખેડા જિલ્લો તમાકુનો મહાલ ગણાય છે, તેમ આ જિલ્લો કપાસનો મહાલ ગણાય છે. રેલવે સ્ટેશનો પાસે કપાસ લોઢવાનાં કારખાનાં પુષ્કળ છે. તેથી રૂની મોસમ વખતે ટ્રેનમાંથી

પસાર થતી વખતે ૩ સિવાય બીજું કાંઈ ભરૂચ જિલ્લાના સ્ટેશન આગળ નજરે પડતું નથી. આ જિલ્લાના **ભરૂચ અને અંકલેશ્વર** તાલુકામાં થઈને રેલવે જાય છે. બાકીના ત્રણ તાલુકા **વાગરા, આમોદ,** અને **જંબુસરમાં** જવા આવવા માટે પાકી સડકો બાંધેલી છે. **હાંસોટ** પેટામહાલ છે. ભરૂચથી જંબુસર સુધી રેલવેની નાના માપની ગાડી જાય છે.

**जाणवा लायक स्थळोः—भरूच** (૪૩,૪૦૦) જિલ્લાનું મુખ્ય શહેર નર્મદા નદીને દક્ષિણ કિનારે પાઘડી પને આવેલું છે. એ શહેરમાં ભૃગુ ઋષિનો આશ્રમ હતો, અને તેમના નામથી એનું નામ ભરૂચ પડયું છે. ભરૂચના ભાર્ગવ બ્રાહ્મણો ભૃગુ ઋષિના કુળમાંથી ઉતરી આવેલા છે. શહેરની પૂર્વમાં બલિ રાજાએ કરેલા યજ્ઞની જગા અને ભૃગુ ઋષિનું દહેરૂં જોવા લાયક છે.

**अंकलेश्वर** (૧૧,૩૦૦) તાલુકા ગામ અને રેલવે સ્ટેશન છે. અહીંથી નાંદોદ જવાની નાના માપની ગાડી છે. નાંદોદથી લાકડાં, વાંસ, મીણ, મધ, વગેરે જંગલની પેદાશ તથા કપાસ અહીં આવે છે.

**भाडभुत** નર્મદા નદી પર ભરૂચથી ૮ માઇલ પર આવેલું નાનું ગામડું છે. ત્યાં ભાડભૂતેશ્વર મહાદેવનું દહેરૂં છે, તેથી ગામનું નામ ભાડભુત પડયું છે. જ્યારે અધિક માસ ભાદરવા મહીનામાં આવે છે ત્યારે ત્યાં મોટી જાત્રા ભરાય છે.

**शुक्लतीर्थ** ભરૂચથી પૂર્વે દસ માઇલ પર નર્મદાના કિનારા પર આવેલું નાનું ગામડું છે. અહીં દર કાર્તિકી પુનમે મેળો ભરાય છે, અને તે પાંચ દિવસ રહે છે. ત્યાં ૐકારેશ્વરની મોટી મૂર્તિ છે.

શુક્લતીર્થ પાસે **કબીરવડ** નામનો એક મોટો વડ છે. તે એટલો મોટો હતો કે ૭,૦૦૦ માણસનું લશ્કર નીચે ખુશીથી રહી શકતું. હજુ પણ ગુજરાતમાંનું એક જોવા લાયક એ ઝાડ છે. કબીરે દાતણ કરી જે ચીરી નાખી હતી તેમાંથી આ વડ ઊગ્યો છે એમ કહેવાય છે, અને તેથી એ કબીરવડ નામે ઓળખાય છે.

## સુરત જિલ્લો.

ગુજરાતનો છેક દક્ષિણમાં આવેલો જિલ્લો, સુરત જિલ્લો નામે ઓળખાય છે. જેમ બારીઆનું રાજ્ય પંચમહાલના બે વિભાગ કરે છે તેમ ગાયકવાડી મુલક પણ સુરત જિલ્લાના બે વિભાગ કરે છે. એટલે **માંડવી** અને **બારડોલી** તાલુકાને સુરત જિલ્લાના બીજા તાલુકાથી ગાયકવાડી મુલક જુદા પાડે છે. એમાં જાણવા જેવો ડુંગર માત્ર **પારનેરા**નો છે, અને તે વલસાડની પાસે આવેલો છે. એ ડુંગર પર હિંદુ રાજાનો કિલ્લો હતો. હાલ ત્યાં માત્ર માતાનું દહેરૂં અને કિલ્લાના ખંડિએર ભાગ જોવામાં આવે છે. આ જિલ્લામાં ઘણી નદીઓ છે પણ તે સર્વમાં **તાપી** નદી મોટી છે. તાપી સાબરમતીથી બમણી લાંબી છે. એ નદી મધ્ય પ્રાંતમાં આવેલા બીટલ અથવા બૈતુલ જિલ્લામાંથી નીકળી ખંભાતના અખાતમાં પડે છે. એ નદીમાં ઘણી વખત મોટી રેલ આવે છે; તેથી આજુબાજુનાં ગામડાંમાં નુકસાન થાય છે. એ નદીના મુખ આગળ સુરત મોટું શહેર છે, અને ત્યાંસુધી વહાણો આવી શકે છે. સુરત જિલ્લાનું ક્ષેત્રફળ ભરૂચ જિલ્લાથી સહજ મોટું છે, પણ વસ્તી ( ૬,૫૪,૦૦૦ ) ભરૂચ જિલ્લાથી લગભગ બમણી છે. આ જિલ્લાના ૫ તાલુકા **ઓરપાડ, ચોર્યાસી, જલાલપોર, વલસાડ,** અને **પારડી** દરીઆ પર આવેલા છે, તેથી ત્યાં તાપ વિશેષ લાગતો નથી. અંદરના ત્રણ તાલુકા **માંડવી, બારડોલી,** અને **ચીકલી** છે, તેમાં માંડવીની હવા જંગલોને લીધે ખરાબ ગણાય છે. ઈ. સ. ના ૧૬મા સૈકાથી તે ઈ. સ. ના ૧૮મા સૈકા સુધી સુરત એ ઘણુંજ મોટું બંદર ગણાતું અને પશ્ચિમ કિનારા પર વેપારનું મુખ્ય મથક હતું તેથી યુરોપની જુદી જુદી પ્રજાઓએ વેપારને માટે અહીં કોઠી રાખી હતી.

**જાણવા લાયક સ્થળોઃ—સુરત**—( ૧, ૧૪,૮૦૦ ) જિલ્લાનું મુખ્ય શહેર તાપી નદીના કિનારા પર આવેલું છે. ઈ. સ. ૧૬૮૭માં કંપનિ સરકારે મરાઠાઓના હુમલા તથા લુટફાટને લીધે

સુરત બદલી મુંબઈ મુખ્ય સ્થળ રાખ્યું, ત્યાંસુધી એ ઘણુંજ આબાદ શહેર હતું. એના નામ વિષે ઘણી દંતકથા છે. કેટલાક કહે છે કે સુરતા નામની રામજણી પરથી એ શહેરનું નામ સુરત પડયું છે. એ શહેર હજુ એનાં રેશમી કાપડ તથા કસબકામને માટે પ્રખ્યાત છે. શહેરમાં ત્રણ મિલો છે. રીતભાતમાં સુરતની વસ્તી ઘણી સુઘડ છે.

**વલસાડ** (૧૬,૦૦૦) બંદર છે. અહીંથી ઇમારતી અને બાળવાનાં લાકડાં, અનાજ, ગોળ, અને ઈંટ બહાર ગામ મોકલવામાં આવે છે. વલસાડની પાસે **તીથલ** દરીઆકિનારા પર હવા ખાવાનું સ્થળ છે.

**ડુમસ** સુરતથી આસરે દસ માઇલ પર સચીન રાજ્યના તાબાનું ગામ દરીઆકિનારા પર આવેલું છે, અને ત્યાં ઉનાળામાં શ્રીમંત લોકો જઈ રહે છે.

**ઉદવાડા** પારડી તાલુકામાં પારસીઓનું જાત્રાનું ધામ છે.

**હજીરા** તાપી નદીના મુખ ઉપર જમણે કિનારે ઓરપાડ તાલુકામાં હવા ખાવાનું મથક છે. ગામનું નામ હઉ છે પણ વોકસ સાહેબની ત્યાં કબર (હજીરો) છે તેથી એ જગા હજીરા નામે ઓળખાય છે. ત્યાં દીવાદાંડી પણ છે.

**બહુધાન** માંડવી તાલુકામાં તાપી નદીને તીરે આવેલું જાત્રાનું ધામ છે. દર બાર વર્ષે સિંહસ્થ* વર્ષમાં ત્યાં જાત્રા ભરાય છે.

આ ઉપરાંત, સુરત પાસે આવેલું જુનું ગામ **રાંદેર** જાણવા લાયક સ્થળ છે.

## થાણા જિલ્લો.

ઉત્તર વિભાગનો સૌથી દક્ષિણનો જિલ્લો થાણા છે. આ જિલ્લાનું ક્ષેત્રફળ લગભગ અમદાવાદ જિલ્લા જેવડું છે, પણ અમદાવાદ જિલ્લા કરતાં અહીં વસ્તી વધારે છે. પશ્ચિમ તરફનો દરીઆકિનારાનો પ્રદેશ નીચો અને ફળદ્રુપ છે. પૂર્વ તરફ સહ્યાદ્રિ આવેલો છે, અને તે ઉપરનાં જંગલોમાં ભીલ જેવી અનાર્ય જાત

---

* ગુરુ દર બાર વર્ષે સિંહ રાશિમાં આવે છે, અને તે વર્ષે સિંહસ્થ (સંઘસ) કહેવાય છે.

વસે છે. આખા જિલ્લામાં વસ્તી ૮,૮૨,૦૦૦ માણસની છે. આ ભાગના બ્રાહ્મણ ગુજરાતની પેઠે ઔદિચ્ય બ્રાહ્મણ કહેવાતા નથી, પણ તેઓ ચિત્તપાવન અથવા કોકણસ્થ કહેવાય છે. લોકો ગુજરાતી ભાષાને બદલે મરાઠી ભાષા બોલે છે, તેથી આપણા જિલ્લાઓ કરતાં આ જિલ્લો જુદો પડે છે. આ ભાગમાં ડાંગરનો પાક વધારે છે; કારણ કે વધારે વરસાદ અને પથરાવાળી જમીન એટલે તેમાં ડાંગર સિવાય બીજો પાક થઈ શકતો નથી. કિનારા તરફના તાલુકા ફળદ્રુપ છે, અને તેમાં શેરડી, કેળાં, પાન, આદું, નાળિએર વગેરે થાય છે. આગાશીમાં સુકાં કેળાં થાય છે, એવાં બીજી કોઈ પણ જગાએ થતાં નથી. ભાયંદર અને વસઈ ગામ આગળ સુરત જિલ્લાના ધરાસણાની* માફક મીઠું પકવવામાં આવે છે.

આ જિલ્લાના નવ તાલુકા કરવામાં આવ્યા છે. તેમાંના ડાહાણું, **માહીમ**, **વસઈ**, **સાષ્ટી**, અને **ભીંવડી** દરીઆકિનારે આવેલા છે, અને બાકીના ચાર, **વાડે**, **શાહપુર**, **મુરવાડ**, અને **કલ્યાણ** અંદરના ભાગમાં આવેલા છે.

**જાણવા લાયક સ્થળોઃ-થાણા** ( ૧૫,૬૦૦ ) જિલ્લાનું મુખ્ય ગામ સાલસેટ (સાષ્ટી) બેટમાં આવેલું છે. મુંબઈની પાસે હોવાને લીધે કેટલાક લોક ત્યાં રહી દર રોજ મુંબઈ જાઆવ કરે છે.

**વાંદ્રા** (૨૪,૦૦૦) મુંબઈથી નવ માઇલ પર આવેલું છે. એ થાણા જિલ્લાનું નાકું છે. વાંદરા મૂકયા પછી માહીમ આવે છે, તે મુંબઈનો ભાગ છે.

**વસઈ** (૯,૬૦૦) તાલુકા ગામ છે. એ વસઈ સ્ટેશનથી પાંચ માઇલ પર આવેલું છે, ત્યાં પાન, શેરડી, કેળાં વગેરે થાય છે.

**વોરીવલી** સ્ટેશનથી દોઢ માઇલ પર **કેનેરી** ગુફા જોવા લાયક છે.

**કલ્યાણ** (૧૨,૬૦૦) ઘણું જુનું શહેર છે. ઇ. સ. ની ૧૪મી સદીમાં મુસલમાનોએ એનું નામ ઇસ્લામાબાદ રાખ્યું હતું. આ

*વલસાડની પાસે ગામ છે.

ગામથી જી. આઈ. પી. રેલવેનો એક ફાંટો નાશક તરફ જાય છે.

## देशी राज्यो.

ઉત્તર વિભાગની પડોશમાં ત્રણ તરેહનાં દેશી રાજ્યો છે. કેટલાંક દેશી રાજ્યો અથવા એજન્સિ (પાલણપુર, મહીકાંઠા વગેરે) આપણા ઉત્તર વિભાગના કમિશનરની દેખરેખ નીચે છે. કાઠિઆવાડની મોટી એજન્સિ ગવર્નરની તરફથી નિમાયલા અમલદાર એજન્ટ ટુ ધ ગવર્નરની દેખરેખ નીચે છે, અને એ અમલદારને આપણા ઉત્તરવિભાગના કમિશનર જોડે કાંઈ સંબંધ નથી. ત્રીજા પ્રકારનું રાજ્ય ગાયકવાડી છે, અને તે રાજ્ય હિંદુસ્તાનના સર્વથી ઉપરી અમલદાર વાઇસરૉયની દેખરેખ નીચે છે, અને તેમની તરફથી રેસિડન્ટ નામનો અમલદાર વડોદરે રહે છે.

---

## एजन्सिओ.

### पालणपुर एजन्सि.

ગુજરાતમાં મોટામાં મોટી એજન્સિ પાલણપુર છે, અને તે ગુજરાતના છેક ઉત્તર ભાગમાં આવેલી છે. એ મૂકીને આગળ જતાં રજપુતાના આવે છે. આ એજન્સિમાં નાનાં મોટાં ૧૩ રાજ્યો છે, અને તેમાં **पालणपुर** અને **राधनपुर** એ બે મુખ્ય છે. આ એજન્સિ અમદાવાદ જિલ્લાથી બમણી મોટી છે, પણ ઘણો ભાગ રેતીનું મેદાન હોવાને લીધે તેમાં વસ્તી ઘણી થોડી (૫,૧૫,૦૦૦) છે. આ ભાગમાં **बनास** અને **सरस्वती** બે નદીઓ છે. તેમાં સરસ્વતી પવિત્ર નદી મનાય છે. ઉનાળાની ઋતુમાં અહીં તાપ સખત પડે છે, તેથી દિવસે મુસાફરી કરવી ઘણી મુસ્કેલ થઈ પડે છે. ફળદ્રુપ જમીનમાં મુખ્ય પાક કપાસ, ડાંગર, શેરડી, બાજરી, જુવાર, ઘઉં, અને કઠોળ છે. આ ભાગના લોકો મારવાડ પાસે આવ્યાને લીધે કાંઈક અંશે મારવાડીને મળતા આવે છે. વેપારમાં મુખ્ય નિકાસ સુરોખાર, અનાજ, સરસવ, તલ, કપાસ, ચંપા, અને કેવડાનું અત્તર

છે. વેપારનાં સ્થળો **पालणपुर, राधनपुर,** અને **मुंजपुर** છે. આ એજન્સિનો સર્વથી ઉપરી અમલદાર પોલિટિકલ એજન્ટ કહેવાય છે, અને તેનું સદર સ્ટેશન પાલણપુર છે. એજન્સિનું કેટલુંક કામકાજ ઉત્તર વિભાગના કમિશનરની મારફતે ચાલે છે, અને બાકીનું કામકાજ ગવર્નર સાહેબ જોડે બારોબાર ચાલે છે.

**राज्यो:—**

**पालणपुर**નું મુસલમાની રાજ્ય સૌથી ઉત્તરમાં આવેલું છે, અને તે લગભગ અમદાવાદ જિલ્લા જેવડું મોટું છે. ત્યાંના રાજા દિવાન તરીકે ઓળખાય છે, અને તેની રાજધાનીનું શહેર પાલણપુર (૧૭,૨૦૦) છે. **डीसा** (૭,૧૦૦) પાલણપુરમાં અંગ્રેજી લશ્કરનું સ્થળ પાલણપુર ગામની પશ્ચિમે ૧૮ માઇલ પર આવેલું છે.

**राधनपुर** એ પાલણપુર એજન્સિમાં બીજું મોટું રાજ્ય છે, અને ક્ષેત્રફળમાં તે અમદાવાદ જિલ્લાનો ત્રીજો ભાગ છે. રાધનપુરના રાજા નવાબ કહેવાય છે, અને તેની રાજધાની રાધનપુર (૧૧,૫૦૦) છે. એની મુખ્ય નિકાસ સુરોખાર છે.

આ ઉપરાંત **वाव, थराद** વગેરે બીજાં નાનાં રાજ્યો છે.

## महीकांठा एजन्सि.

ગુજરાતના ઇશાન ભાગની સરહદ પર આવેલાં ૬૩ રાજ્યોનો સમૂહ મહીકાંઠા એજન્સિ નામે ઓળખાય છે. આ રાજ્યોમાં ફક્ત ઇડરનું રાજ્ય મોટું છે. અમદાવાદ જિલ્લા જેવડી આ એજન્સિનો ઉત્તર તરફનો અને પૂર્વનો ભાગ ડુંગરાળ ને જંગલવાળો છે. આ ભાગમાં થઈને **साबरमती, वात्रक, हाथमती, सरस्वती** વગેરે નદી નૈઋત્ય તરફ વહે છે. હાથમતીનું પાણી અમનગરની ઉત્તરે બંધ બાંધી ખેતીવાડીને પુરૂં પાડવામાં આવે છે. ડુંગરો અને જંગલોને લીધે આ એજન્સિમાં વસ્તી અમદાવાદ જિલ્લાથી અડધી છે. લોકોનો ઘણો ભાગ કોળી અને ભીલ છે, અને તેઓ જંગલી અવસ્થામાં રહે છે. આ એજન્સિની મુખ્ય પેદાશ બાજરી, મકાઈ,

ઘઉં, ચણા, તલ, અને રૂ છે. આ એજન્સિનો વહીવટ ચલાવવા એક પોલિટિકલ એજન્ટ સાદરામાં રહે છે. તેનું થોડું કામકાજ ઉત્તર વિભાગના કમિશનર મારફત અને બાકીનું કામ ગવર્નરની જોડે બારોબાર કરવામાં આવે છે.

**ઈડરનું** રાજ્ય લગભગ ભરૂચ જિલ્લા જેવડું છે, પણ વસ્તી ભરૂચ જિલ્લાથી અડધી છે. એનો ઉત્તર અને ઈશાન તરફનો ભાગ ડુંગરાળ છે. ડુંગરાની તળેટીમાં મહુડા, આંબા, રાયણ વગેરે ઝાડોનાં જંગલ આવેલાં છે. એની મુખ્ય પેદાશ અનાજ, તલ, સાગ, અફીણ, અને શેરડી છે. અમનગર પાસે પથરાની ખાણ છે. આ રાજ્યમાં **ઈડર અને અમનગર** બે મોટાં ગામો છે. ઈડર (૪,૮૦૦) રાજધાની છે, અને ત્યાં રાઠોડ રજપુત રાજા રહે છે. અમનગર (૪,૨૦૦) અમદાવાદના સુલતાન અહમદશાહે ઈડરના રાજાને દાબમાં રાખવાને ઇ. સ. ૧૪૨૭માં વસાવ્યું હતું. એનું અસલ નામ અહમદશાહના નામ ઉપરથી અહમદનગર છે.

**દાંતાનું** નાનું રાજ્ય અંબા માતાના દહેરા તથા એમાં આવેલા આરાસુર પહાડને લીધે પ્રખ્યાત છે. દહેરાની આવક રાજ્યમાં જમા થાય છે. ત્યાંનો રાજા પરમાર રજપુત છે.

આ બે ઉપરાંત **પેથાપુર, વડાળી, માલુસણા** વગેરે બીજાં નાનાં રાજ્યો છે.

## રેવાકાંઠા એજન્સિ.

આ એજન્સિ ગુજરાતની પૂર્વે છે અને એમાં ૬૨ નાનાં રાજ્યો છે. એમાંનાં કેટલાંક રાજ્યો રેવા (નર્મદા) નદી પર આવેલાં છે, તેથી એ રેવાકાંઠા એજન્સિ નામથી ઓળખાય છે. આ એજન્સિ મહીકાંઠા એજન્સિ કરતાં દોઢી મોટી છે, અને એમાં પાંચ મોટાં રાજ્યો આવેલાં છે. આ એજન્સિમાં ડુંગરાની મોટી હાર આવેલી છે. એક દક્ષિણમાં રાજપીપળાના ડુંગર નામે ઓળખાય છે, અને તે સાતપુડાના પશ્ચિમ તરફના છેડાના ભાગો છે, અને બીજી હાર એજન્સિના મધ્ય ભાગમાં આવેલી છે, અને તે વિંધ્યાચળના છેડા છે.

**મહી** અને **નર્મદા** એ બે મોટી નદી આ એજન્સિમાં વહે છે. રેવાકાંઠાના ઘણાખરા ભાગમાં મોટાં જંગલો આવેલાં છે,

અને તેમાં મુખ્ય ઝાડો મહુડા, સાગ, સીસમ, આમલી, આંબા, રાયણ, સાદડ, બીલી, હળદરવો, વાંસ, અને ખેર છે. જંગલોમાં શિકાર કરવા લાયક જંગલી જનાવરો વાઘ, ચિત્તા, રીંછ, ડુક્કર વગેરે નજરે પડે છે. આ ભાગમાં વસ્તી સાડા છ લાખ માણસની એટલે મહીકાંઠા એજન્સિ કરતાં વધારે છે. આ ભાગમાં પણ ભીલની વસ્તી વધારે છે. ખેતીનો મુખ્ય પાક ડાંગર, જુવાર, રૂ, મકાઈ, અને ચણા છે. ડુંગરોમાંથી અકીક, આરસ, અને લાલ, સફેદ વગેરે જુદા રંગના પત્થરો નીકળે છે. આ એજન્સિમાંથી ગુજરાતના બીજા ભાગમાં મહુડા, સાગ, અને તેલી બીઆં (ખરસાણી કે રામતલી) મોકલવામાં આવે છે. પંચમહાલ જિલ્લાનો કલેક્ટર આ એજન્સિનો પોલિટિકલ એજન્ટ છે, અને એ કલેક્ટરનું સદર સ્ટેશન **ગોધરા** છે, એટલે પોલિટિકલ એજન્ટનું પણ સદર સ્ટેશન ગોધરા છે.

**રાજ્યોઃ—**

**રાજપીપળાનું** રાજ્ય બધા રાજ્યમાં મોટું છે, અને તેનું ક્ષેત્રફળ લગભગ ખેડા જિલ્લા જેવડું છે, પણ વસ્તી ખેડા જિલ્લાની વસ્તીથી છઠ્ઠે ભાગે છે. આ સંસ્થાનમાં ડુંગરા અને જંગલો ઘણાં છે અને તેમાં ઇમારતી લાકડાં પુષ્કળ થાય છે. નર્મદાની ખીણનો પ્રદેશ ફળદ્રુપ છે, અને તે ભાગમાં બાજરી, જુવાર તેમજ બીજું અનાજ થાય છે. રાજધાનીનું નગર **નાંદોદ** (૧૧,૧૦૦) કરજેણ નદી પર આવેલું છે. રાજા ગોહીલ રજપુત જાતનો છે, અને તેણે પોતાના રાજ્ય માટે રેલવે બાંધી છે. અંકલેશ્વરથી અથવા મિયાં-ગામથી નાંદોદ જવાય છે. નાંદોદ ગામમાં એક હાઇ સ્કૂલ છે.

**છોટાઉદેપુર અને બારીઆઃ—**એ બે રાજ્યો ચોહાણ રજપુતોનાં છે, અને બંને રાજાઓ એકજ કુળના છે. છોટાઉદેપુરના રાજ્યમાં રાજપીપળાથી અડધી અને બારીઆના રાજ્યમાં રાજ-પીપળાથી પોણી વસ્તી છે. બંને ભાગની હવા જંગલોને લીધે ખરાબ ગણાય છે. **છોટાઉદેપુર** સાડાત્રણ હજાર અને **બારીઆ** ચાર હજાર માણસની વસ્તીના ગામ છે.

**લુણાવાડા**નું રાજ્ય સોલંકી રજપુત રાજાના તાબામાં છે. આ રાજ્યમાં વસ્તી છોટાઉદેપુરના રાજ્ય જેટલી છે. આ ભાગમાં ડુંગરા છે, પણ બીજાં રાજ્યોની માફક તે પર જંગલો નથી. એની રાજધાની **લુણાવાડા** દસ હજાર માણસની વસ્તીનું ગામ છે.

આ ઉપરાંત **સુંથ** અને **વાડાશિનોર** એ બે રાજ્યો છે. બાકીનાં બીજાં તો ઘણાંજ નાનાં છે. વાડાશિનોરનો નવાબ મુસલમાન છે, અને તે બાબી કુટુંબનો છે. **વાડાશિનોર** આઠ હજાર માણસની વસ્તીનું ગામ છે. સુંથનું રાજ્ય પરમાર જાતના રજપુતના તાબામાં છે. વાડાશિનોરના રાજ્યમાં ૩૩,૦૦૦ અને સુંથના રાજ્યમાં ૪૦,૦૦૦ માણસની વસ્તી છે.

## ખંભાતનું રાજ્ય.

ખેડા જિલ્લાની પશ્ચિમે અને મહી નદીની ઉત્તરે આવેલું નાનું મુસલમાની રાજ્ય ખંભાતના રાજ્ય નામે ઓળખાય છે. આ રાજ્યનું ક્ષેત્રફળ ૩૫૦ ચો. મા. છે. આ રાજ્ય સપાટ મુલક છે, પણ જમીનમાં એટલો બધો ખાર છે કે દર પાંચ વર્ષે નવા કુવા ખોદવા પડે છે. એનો પૂર્વનો ભાગ ફળદ્રુપ છે. તેમાં જુવાર, બાજરી, તુવેર, ઘઉં, કપાસ, ગળી, તમાકુ વગેરે થાય છે. એ રાજ્યમાં જંગલ નથી, તેમજ ખનીજ પણ નથી. છતાં રાજપીપળા વગેરે ભાગો તરફથી અકીકના પત્થર આવે છે, તે પકવી તેનાં બોરીઆં, એરીંગ વગેરે બનાવવાનો ત્યાં મોટો હુન્નર છે. ખંભાતના રાજ્યમાં વસ્તી ૭૨,૬૦૦ માણસની છે. રાજા મોગલ જાતનો મુસલમાન છે અને તે નવાબ કહેવાય છે. ખેડા જિલ્લાના કલેક્ટર આ રાજ્યના પોલિટિકલ એજન્ટ છે. રાજધાનીનું નગર **ખંભાત** ( ૨૮,૦૦૦ )નું જુનું નામ **સ્તંભાવતી** છે. આગળ તે ઘણુંજ માતબર શહેર હતું. હાલ તો ખંભાત શહેરથી દરીઓ પાંચ માઇલ દૂર છે, અને બધો વેપાર ભાગી ગયો છે. ખંભાતના અખાતના આ ભાગમાં ભરતી ઘણી જોરથી આવે છે, એટલે વહાણો છેક નાકા સુધી આવવા હિંમત કરતાં નથી.

# सुरत एजन्सि.

સુરત જિલ્લા પાસે આવેલાં સચીન, વાંસદા, અને ધરમપુર એ ત્રણ નાનાં રાજ્યો સુરત એજન્સિ નામે ઓળખાય છે, અને સુરત જિલ્લાના કલેક્ટર આ ત્રણ રાજ્યોના પોલિટિકલ એજન્ટ ગણાય છે. હાલ ડાંગનાં જંગલનું રાજ્ય પણ આ કલેક્ટરને સોંપવામાં આવ્યું છે. આ ચારે રાજ્યનું કુલ ક્ષેત્રફળ સુરત જિલ્લા જેવડું છે, અને તેની વસ્તી ૨,૦૮,૦૦૦ છે.

**સચીન**નું રાજ્ય મુસલમાની રાજ્ય છે, અને ત્યાંના રાજા નવાબ કહેવાય છે. એ નવાબ જંજીરાના નવાબના કુળના છે. સચીન તાબાનાં ગામો ચોરાસી તાલુકામાં વીખરાએલાં છે. એ સંસ્થાનમાં મુખ્ય પેદાશ જુવાર, કપાસ, ડાંગર, અને શેરડી છે. સચીન તાબાનું **ડુમસ** ગામ દરીઆકિનારા પર આવેલું છે, અને એ હવા ખાવાનું સ્થાન છે. એ રાજ્યની રાજધાની **સચીન** છે. આ રાજ્યમાં વસ્તી ૨૧,૦૦૦ છે.

**ધરમપુર**નું રાજ્ય જુના વખતમાં રામનગર નામે ઓળખાતું હતું. એ રાજ્યમાં ઘણો ભાગ જંગલ હોવાથી હવા ખરાબ ગણાય છે. ધરમપુરના રાજ્યમાં સચીનથી વસ્તી પાંચગણી છે. **વલસાડ**થી ધરમપુર જવાની ૧૮ માઇલની પાકી સડક છે. ધરમપુરના રાજ્યમાંથી નાશક જવાનો પણ એક રસ્તો છે. મુખ્ય નિકાસ કઠોળ, શેરડી, ડાંગર, અને નાગલી છે. રાજ્યમાં જંગલ હોવાને લીધે ઇમારતી લાકડાંનો મોટો વેપાર છે. રાજધાની **ધરમપુર** ચાર હજાર માણસની વસ્તીનું ગામ છે. રાજા સિસોદીઆ જાતના રજપુત છે.

**વાંસદા**ના રાજ્યનો ઘણો ભાગ ડુંગરા અને જંગલવાળો છે. એની રાજધાનીનું નગર **વાંસદા** ત્રણ હજાર માણસની વસ્તીનું ગામ છે. તે બિલીમોરાથી પૂર્વે ૨૯ માઇલ પર આવેલું છે. આ રાજ્યની વસ્તી સચીનના રાજ્યની વસ્તીથી બમણી છે. બિલીમોરાથી વાંસદા જવા માટે પાકી સડક છે. એની મુખ્ય ઉપજ ડાંગર, નાગલી, કઠોળ, કોદરા, તલ, અને જુવાર છે. એમાં જંગલ હોવાને

લીધે ઇમારતી લાકડું પણ થાય છે. એ રાજ્યની સરહદ પર વાંસદાની ઉત્તરે ૭ માઇલ પર **उनाई** નામનો ઉના પાણીનો કુંડ છે. દર વર્ષે ચૈત્રી પુનમે અહીં જાત્રા ભરાય છે. આખું વર્ષ એ કુંડમાં ઉનું પાણી રહે છે, પણ ફક્ત જાત્રાને દિવસે પાણી ઠંડું નાહવા જેવું હોય છે. આ કુંડ આગળ બ્રિટિશ, ગાયકવાડી, અને વાંસદા એ ત્રણે રાજ્યોની સરહદ મળે છે, તેથી મેળા વખતે ત્રણે રાજ્યો તરફથી ત્યાં બંદોબસ્ત રાખવામાં આવે છે. વાંસદાના રાજા સોલંકી રજપુત છે.

**डांगनुं** રાજ્ય તદન જંગલનો પ્રદેશ છે. એનું ક્ષેત્રફળ ખંભાતના રાજ્યથી બમણું છે, પણ વસ્તી ખંભાત શહેરથી અડધી છે. મુખ્ય પેદાશ જંગલની છે. ભીલો પોતાને સારૂ ડુંગરો પર જુવાર, બાજરી, બટાટા, અને ઘઉં વાવે છે.

## जवार संस्थान.

થાણા જિલ્લામાં આવેલા આ નાના સંસ્થાનનું ક્ષેત્રફળ ૩૦૦ ચો. મા. છે. વાંસદાના રાજ્યની માફક તેમાં જંગલો અને ડુંગરો આવેલાં છે. એની મુખ્ય પેદાશ ડાંગર, નાગલી, બાવટો, અને કઠોળ છે. રાજા કોળી જાતનો છે. આ સંસ્થાનના પોલિટિકલ એજન્ટ થાણાના કલેક્ટર છે.

## काठिआवाड.

અરબી સમુદ્રની અંદર બહાર પડતો દ્વીપકલ્પ હાલ કાઠિઆવાડ એજન્સિ નામે ઓળખાય છે. એનું જુનું નામ સૌરાષ્ટ્ર અથવા સોરઠ છે. જુનાગઢ, દીવ, અને કોડિનારનો મુલક આજે પણ સોરઠ નામે ઓળખાય છે. કાઠિઆવાડ નામ કાઠી નામના રજપુતો પરથી પડ્યું છે, અને તેઓનાં સંસ્થાનો ઝાલાવાડના મધ્ય ભાગથી તે જુનાગઢની દક્ષિણ સીમા સુધી આવેલાં છે. આ દ્વીપકલ્પમાં ગાયકવાડી અમરેલી પ્રાંત અને ઓખામંડળ, ફિરંગીનું દીવ, અને અંગ્રેજી ધંધુકા તાલુકો, અને ઘોઘા પેટામહાલ છે. તે ઉપરાંત તેમાં ૧૯૩ નાનાં રાજ્યો છે. એમાંનાં ભાવનગર, પોરબંદર, ગોંડળ

ધ્રાંગધ્રા, મોરબી, નવાનગર, જુનાગઢ, અને જાફરાબાદ પહેલા વર્ગનાં છે. ૭ બીજા વર્ગનાં છે, અને બાકીનાં બધાં નાનાં છે. બધાં રાજ્યોની દેખરેખ સારૂ ગવર્નર તરફનો ખાસ અમલદાર રાજકોટમાં રહે છે, અને તે અમલદાર એજન્ટ ટુ ધ ગવર્નર કહેવાય છે. એના હાથ નીચે બીજા ચાર અમલદાર છે, અને તે દરેકને પોલિટિકલ એજન્ટ કહે છે. દરેકના ચાર્જમાં કાઠિઆવાડનો એકેક પ્રાંત આપવામાં આવ્યો છે. કાઠિઆવાડના ચાર પ્રાંતનાં નામ હાલાર, ઝાલાવાડ, ગોહીલવાડ, અને સોરઠ છે, અને રાજકોટ, વઢવાણ, સોનગઢ, અને જેતલસર એ પ્રાંતોના પોલિટિકલ એજન્ટનાં સદર સ્ટેશનો છે. કાઠિઆવાડ વગેરે બધી એજન્સિઓના રાજા ગાયકવાડ અને અંગ્રેજ સરકારને ખંડણી આપે છે. ગાયકવાડની ખંડણી અંગ્રેજ સરકાર ઉઘરાવી તેને રવાના કરે છે. એનું ક્ષેત્રફળ ૨૧,૦૦૦ ચો. માઇલ છે, એટલે આપણા ઉત્તર વિભાગના ક્ષેત્રફળથી મોટું છે.

એની રચના પરથી માલમ પડે છે કે આ દ્વીપકલ્પ એક વખત ટાપુ, અથવા જવાળામુખીના નાના નાના ટાપુઓનો સમૂહ હોતો જોઈએ. એની આખી સપાટી ડુંગરાવાળી અને કિનારાવાળો ભાગ રેતાળ છે. એમાં મુખ્ય પર્વતો **ગીર, ગીરનાર, શેત્રુંજા**, અને **બર્ડા** છે. ગીરનાર જુનાગઢની પાસે હિંદુ જૈન દહેરાં માટે પ્રખ્યાત છે, અને શેત્રુંજા પાલિતાણા પાસે જૈન દેહેરાં માટે તથા જૈન લોકોના જાત્રાના સ્થળ તરીકે પ્રસિદ્ધ છે. ગીરનાર ડુંગરો, સોરઠના દક્ષિણ ભાગમાં છે, અને ત્યાં સિંહ નજરે પડે છે. હિંદુસ્તાનમાં ફક્ત ગીરના ડુંગરમાંજ સિંહ છે. બર્ડા પર્વત, હાલાર અને બર્ડાની વચ્ચે આવેલો છે, અને તેમાંથી લોખંડ નીકળે છે. કાઠિઆવાડની નદીઓ નાની છે. તેમાં **ભાદર** ( ૧૧૫ માઇલ ) અને **શેત્રુંજી** ( ૧૦૦ માઇલ ) મોટી છે. ભાદર જસદણ પાસેના ડુંગરમાંથી નીકળી નવીબંદર આગળ અરબી સમુદ્રને મળે છે, અને શેત્રુંજી ગીરમાંથી નીકળી પૂર્વ તરફ વહી; પાલિતાણા પાસે થઈ, ખંભાતના અખાતમાં પડે છે. કાઠિઆવાડને ઉત્તર કિનારે એક મોટો બેટ

આવેલો છે, તેનું નામ શંખોદ્ધાર છે, પણ તે બેટને નામે ઓળખાય છે. બેટ ગાયકવાડને તાબે છે, અને હિંદુઓનું જાત્રાનું ધામ છે. કિનારા પર દ્વારકા, પોરબંદર, વેરાવળ, દીવ, જાફરાબાદ, અને ભાવનગર એ મુખ્ય બંદરો છે.

અહીં ગુજરાત જેવો વરસાદ પડતો નથી. દરીઆના પવનને લીધે તાપ કિનારા પર વધારે લાગતો નથી, પણ મધ્યમાં ઉનાળામાં તાપ વધારે લાગે છે. ત્યાં ખેતીની મુખ્ય પેદાશ બાજરી, જુવાર, ઘઉં, કઠોળ, અને તેલી બીઆં છે. કાઠિઆવાડમાં વસ્તી ૨૫,૦૦,૦૦૦ એટલે ઉત્તર વિભાગથી પોણી છે. તેમાં ચાવડા, સોલંકી, જાડેજા, પરમાર, કાઠી વગેરે રજપુત જાતો, અને મેમણ, મિઆંના વગેરે મુસલમાન જાતો જોવામાં આવે છે. લોકોનો મુખ્ય ધંધો ખેતી છે, પણ કેટલીક જગાએ સોનેરી કસબનું કામ અતલસ, કીનખાબ, ગુલાલ, કંકુ, મીઠું વગેરે લોકો બનાવે છે, અને તે ઉપર તેઓ પોતાનું ગુજરાન ચલાવે છે. પોરબંદરી પત્થર, ઘી, રૂ, અને તેલી બીઆં કાઠિઆવાડની મુખ્ય નિકાસ છે. દેશી રાજાઓએ પોતાની સગવડને માટે રેલવે બાંધેલી છે. રેલવે વઢવાણથી ધોળે થઈ ભાવનગર જાય છે, અને એક ફાંટો ધોળેથી પશ્ચિમે છેક પોરબંદર સુધી જાય છે. એક રેલવે વેરાવળથી જેતલસર તથા રાજકોટ થઈ જામનગર સુધી પણ જાય છે. મોરબી લાઇન વઢવાણથી રાજકોટ જાય છે. હાલ શેત્રુંજા જવા માટે ભાવનગર દરબારે સિહોરથી પાલિતાણા સુધી એક ફાંટો કાઢેલો છે.

## હાલાર પ્રાંત.

હાલાર પ્રાંત કાઠિઆવાડની વાયવ્યમાં આવેલો છે, અને એમાં **નવાનગર, મોરબી**, અને **ગોંડળ** એ ત્રણ પહેલા વર્ગનાં મોટાં રાજ્યો છે.

**નવાનગર** રાજ્યનું ક્ષેત્રફળ ૩,૮૦૦ ચો. માઇલ એટલે લગભગ અમદાવાદ જિલ્લા જેવડું છે, અને વસ્તી અમદાવાદ જિલ્લાથી અડધી છે. એની અંદર બર્ડા પર્વત છે, તેમાંથી આરસ તથા લોખંડ નીકળે છે, ખંભાળીઆમાંથી તાંબું નીકળે છે. એની રાજધાની

**નવાનગર** (૫૪,૦૦૦) કંકુ તથા રેશમી અને કસબના ભરતકામને માટે પ્રખ્યાત છે. ત્યાંના રાજા કાઠિઆવાડના જાડેજા રજપુતોના શિરોમણી ગણાય છે, અને જામને નામે ઓળખાય છે. નવાનગરના રાજ્યની હદના દરીઆમાંથી મોતી નીકળે છે. નવાનગર એના રાજાના નામ પરથી જામનગર નામે પણ ઓળખાય છે.

**મોરબી**ના રાજ્યનું ક્ષેત્રફળ ૮૦૦ ચો. માઇલ એટલે ખંભાતના રાજ્યથી અઢીગણું છે, પણ વસ્તી ખંભાતના રાજ્યથી સહેજ વધારે છે: એની રાજધાની **મોરબી** ( ૧૪,૯૦૦ ) મચ્છુ નદી પર આવેલું શહેર છે. એનો રાજા જાડેજા રજપુત છે.

**ગોંડળ**ના રાજ્યનું ક્ષેત્રફળ ૧,૦૦૦ ચો. માઇલ એટલે ખંભાતના રાજ્યથી ત્રણગણું મોટું છે, અને એની વસ્તી ખંભાતના રાજ્યથી બમણી છે. એના રાજા પણ જાડેજા રજપુત છે. એની રાજધાની **ગોંડળ**માં ( ૧૫,૧૦૦ ) ગરાસીઆઓને માટે એક સ્કૂલ તથા એક હાઇ સ્કૂલ છે.

**વાંકાનેર, ધ્રોળ,** અને **રાજકોટ** એ ત્રણ બીજા વર્ગનાં રાજ્ય છે. તેમાં રાજકોટ વધારે અગત્યનું છે, કારણ કે ત્યાંની હવા સારી છે, અને એજન્ટ ટુ ધ ગવર્નર રાજકોટમાં રહે છે.* રાજકોટ (૨૬,૪૦૦) માં રાજકુમારોને ભણવા સારૂ એક શાળા, એક હાઇ સ્કૂલ, બે ટ્રેનિંગ કૉલેજો, અને એક ઉદ્યોગશાળા છે.

## ઝાલાવાડ.

આ પ્રાંત હાલારની પૂર્વે આવેલો છે, અને ઝાલા રજપુતો ઉપરથી એનું નામ ઝાલાવાડ પડ્યું છે. એમાં **ધ્રાંગધ્રા** પહેલા વર્ગનું, અને **વઢવાણ** અને **લીમડી** એ બે રાજ્યો બીજા વર્ગનાં છે.

**ધ્રાંગધ્રા** રાજ્યનું ક્ષેત્રફળ લગભગ ગોંડળ જેટલું છે, અને એ રાજ્યમાં વસ્તી ગોંડળના રાજ્યથી અડધી છે. એનો રાજા ઝાલા

* રાજકોટ રાજાના તાબાનું ગામ છે અને તેની પાસેજ રાજકોટ કૅમ્પ છે, ત્યાં એજન્ટ ટુ ધ ગવર્નર રહે છે.

રજપુત છે. લીમડી, વઢવાણ, અને વાંકાનેર એ ત્રણ રાજ્યો ધ્રાંગધ્રાની શાખા છે. વઢવાણ (૧૫ ૫૦૦) ધ્રાંગધ્રા (૧૪,૯૦૦) ને લીમડી (૧૧,૦૦૦) એ ત્રણ આ પ્રાંતમાં મોટાં ગામો છે. વઢવાણ ૧કૅમ્પમાં તાલુકદારી ગરાસીઆ સ્કૂલ છે.

વઢવાણ રાજાના તાબાનું ગામ છે, અને વઢવાણ કૅમ્પ વઢવાણ પાસે પોલિટિકલ એજન્ટનું સ્થાન છે.

## ગોહીલવાડ પ્રાંત.

આ પ્રાંત કાઠિઆવાડના અગ્નિ ખુણા તરફ આવેલો છે અને ગોહીલ રજપુતો ઉપરથી તેનું નામ ગોહીલવાડ પડ્યું છે. તેમાં **ભાવનગર** પહેલા વર્ગનું અને **પાલિતાણા** બીજા વર્ગનું એમ બે મોટાં રાજ્યો છે.

**ભાવનગર** રાજ્ય ગોંડળના રાજ્યથી ત્રણગણું છે, અને વસ્તી અઢીગણી છે. એ રાજ્યમાં ઘણે ભાગે જમીન કાળી છે તેથી કપાસ થાય છે. એની રાજધાનીનું નગર **ભાવનગર**(૬૦,૦૦૦) ઇ. સ. ૧૭૪૨માં ભાવસિંગે વસાવ્યું હતું. એ એક મોટું અને શોભીતું શહેર છે. હાલમાં દરીઓ ત્યાંથી વેગળો ગયો છે તેથી ખાડી ખોદી નાનાં નાનાં વહાણોને માટે માર્ગ કરેલો છે. આ રાજ્યનો ઘણો વેપાર દરીઆ માર્ગે ચાલે છે. ભાવનગર શહેરમાં એક મહાવિદ્યાલય (આર્ટ્સ કૉલેજ), એક હાઇ સ્કૂલ, અને એક મિલ છે. બીજું રાજ્ય **પાલિતાણા** શેત્રુંજાના ડુંગરને લીધે પ્રખ્યાત છે.

## સોરઠ પ્રાંત.

કાઠિઆવાડના નૈરૂત્ય ખુણા તરફ જે પ્રાંત આવેલો છે, તે સોરઠ કહેવાય છે. એની અંદર **જુનાગઢ**, **પોરબંદર**, અને **જાફરાબાદ** એ ત્રણ પહેલા વર્ગનાં રાજ્યો છે.

**જુનાગઢ**ના રાજ્યનું ક્ષેત્રફળ અમદાવાદ જિલ્લા કરતાં સહેજ નાનું છે, અને વસ્તી અમદાવાદ જિલ્લાથી અડધી છે. આ મુસલમાની રાજ્ય છે, અને રાજા બાબી કુટુંબનો નવાબ છે. એની રાજ-

---

૧. શિક્ષકે કૅમ્પનો અર્થ સમજાવવો,

ધાની **જુનાગઢ** ( ૩૫,૪૦૦ ) માં હાઇ સ્કૂલ, મહાવિદ્યાલય (આર્ટ્સ કૉલેજ), નવાબ સાહેબનો મહેલ વગેરે જોવા લાયક મકાનો છે. એની પાસે ગીરનાર પર્વત છે, તે હિંદુ તથા જૈન લોકોનું જાત્રાનું ધામ છે. સોમનાથ પાટણ જુનાગઢના રાજ્યમાં દરીઆ પર આવેલું જુનું શહેર છે. અહીં સોમનાથ મહાદેવનું દહેરૂં છે તે મુસલમાન રાજાઓએ ઘણી વખત ભાગી નાખ્યું હતું. હાલ તેનો ઘણો ભાગ ખંડિએર છે.

**પોરબંદર**ના રાજ્યનું ક્ષેત્રફળ ૬૦૦ ચો. માઇલ અને તેની વસ્તી ૮૩,૦૦૦ છે. રાજા જેઠવા રજપુત જાતના છે. એની રાજધાની **પોરબંદર** (૨૪,૮૦૦) દરીઆકિનારા પર બંદર છે. કેટલાક કહે છે કે આ જગાએ સુદામાપુરી હતી. અહીંથી મુંબઈ, સુરત, અમદાવાદ વગેરે જગાએ પત્થરો મોકલવામાં આવે છે.

**જાફરાબાદ**નું નાનું મુસલમાની રાજ્ય જંજીરાના નવાબને તાબે છે.

## ગાયકવાડી રાજ્ય.

આ રાજ્યનો અમરેલી પ્રાંત કાઠિઆવાડમાં આવેલો છે, અને તે ત્રણ કડકે વહેંચાએલો છે. મોટો ભાગ સોરઠની પૂર્વે છે, અને બાકીના બે કડકા એક ઓખામંડળ વાયવ્ય ખુણા પર અને બીજો કોડિનાર સોરઠની દક્ષિણે દીવની પાસે છે. અમરેલી પ્રાંતની મુખ્ય પેદાશ રૂ છે. ઓખામંડળમાં દ્વારકા બંદર છે અને હિંદુઓનું જાત્રાનું ધામ છે. બેટ નામનો ટાપુ કચ્છના અખાતમાં આવેલો છે અને તે શંખોદ્ધાર નામે ઓળખાય છે. બેટ પર ઘણાં જુનાં મંદિર છે, અને એ પણ જાત્રાનું ધામ છે.

## દીવ અને દમણ.

દીવ નામનો નાનો ૨૫ ચો. માઇલનો બેટ કાઠિઆવાડના દક્ષિણ કિનારા પર આવેલો છે અને તે ફિરંગીઓને તાબે છે. દીવના ભાવસારો છાપવાનું કામ સારૂં જાણે છે. દ્વીપ ઉપરથી તેનું નામ દીવ પડ્યું હશે. જ્યારે એ વેપારનું મોટું મથક હતું, તે વખતે ત્યાં ૫૦,૦૦૦ માણસની વસ્તી હતી.

દમણ સુરત જિલ્લાની દક્ષિણે ફિરંગીનું બીજું સંસ્થાન છે, અને તેનું ક્ષેત્રફળ લગભગ ખંભાતના રાજ્ય જેવડું છે. દમણ તાબાનો **નગર હવેલી** તાલુકો ઘણો ફળદ્રુપ છે, અને તેમાં મુખ્ય પેદાશ, ડાંગર, ઘઉં, નાગલી, કઠોળ, અને તમાકુ છે.

## ગાયકવાડી રાજ્ય.

મુંબઈ ઇલાકાના ગવર્નરની સત્તા નીચે નહિ એવું ગુજરાતમાં મોટું દેશી રાજ્ય ગાયકવાડી છે, અને તે આપણી પડોશમાં છે, માટે ઉત્તર વિભાગની ભૂગોળ શીખી રહ્યા પછી તેની ભૂગોળ જાણવી એ અવશ્યનું છે. એ રાજ્ય ઇ. સ. ૧૮૭૫ સુધી મુંબઈ સરકારના તાબા હેઠળ હતું અને ત્યારપછીથી વાઇસરૉયની સત્તા નીચે છે. હિંદુસ્તાનનાં જે ચાર રાજ્યો (૧) નિઝામનું રાજ્ય, (૨) મ્હૈસુરનું રાજ્ય, (૩) ગાયકવાડી રાજ્ય, અને (૪) કાશ્મીર પહેલા વર્ગનાં ગણાય છે તેમાંનું આ એક છે. રાજા સુધરેલા હોવાથી રાજ્ય સુધરેલી પદ્ધતિ પર ચાલે છે. એ રાજ્ય એક જથે નથી પણ ચાર ભાગમાં ગુજરાતમાં વહેંચાઈ ગએલું છે. વડોદરા પ્રાંત એ ભરૂચ જિલ્લાની પૂર્વે, કડી પ્રાંત અમદાવાદ જિલ્લાની ઉત્તરે, નવસારી પ્રાંત સુરત જિલ્લાની પૂર્વે, અને અમરેલી પ્રાંત કાઠિઆવાડમાં જુદે જુદે ઠેકાણે વહેંચાએલો છે. અમરેલી પ્રાંતનો એક પેટામહાલ ઓખામંડળ છેક દરીઆકિનારા પર કાઠિઆવાડની વાયવ્યમાં આવેલો છે. આ રાજ્યનું ક્ષેત્રફળ ૮,૧૦૦ ચો. માઇલ છે. એનો કડી પ્રાંત સૌથી મોટામાં મોટો પ્રાંત છે.

આ રાજ્ય જુદા જુદા ભાગમાં વહેંચાએલું છે, એટલે કુદરતી રીતે જુદા જુદા પ્રાંતની કુદરતી રચના જુદીજ માલમ પડ્યા વગર રહેતી નથી. ઓખામંડળ રેતીનું રણ છે, અમરેલી તરફ ગીરના ડુંગરો આવેલા છે, વડોદરા અને કડી પ્રાંત સપાટ મેદાનો છે, અને નવસારી પ્રાંતમાં સોનગઢ અને વ્યારા એ ડુંગરના અને જંગલના પ્રદેશ છે. આ રાજ્યમાં ગુજરાતમાં વહેતી ઘણી નદીઓ આવેલી છે. કડી પ્રાંતમાં **બનાસ** અને **સરસ્વતી** એ બે નદીઓ વહે છે. **વિશ્વામિત્રી** નદી પર વડોદરા શહેર આવેલું છે, અને તે પાવાગઢના પશ્ચિમના ઢોળાવ ઉપરથી નીકળી **ઢાઢર** નામે બીજી નદીને મળે છે.

બધા પ્રાંતોમાં કડી પ્રાંતની હવા સારી ગણાય છે. નવસારી પ્રાંતમાં જંગલવાળા ભાગોની હવા ખરાબ છે. નવસારી પ્રાંતમાં બીજા પ્રાંતો કરતાં વરસાદ વધારે પડે છે. અમરેલી અને નવસારી પ્રાંત દરીઆકિનારા ઉપર આવવાથી તેમાં શિઆળામાં કડી પ્રાંત જેટલી ઠંડી રહેતી નથી. કડી પ્રાંત, વડોદરા પ્રાંતનો પશ્ચિમ ભાગ, અને નવસારી પ્રાંતના દરીઆ તરફના તાલુકા ઘણાજ ફળદ્રુપ છે. કડી પ્રાંતમાં અળસી, તેલી બીઆં, અને અફીણ, અમરેલીમાં રૂ, નવસારીમાં શેરડી, અને વડોદરા પ્રાંતમાં રૂ અને તમાકુ મુખ્ય પેદાશ છે. આ ઉપરાંત દરેક જાતનું અનાજ આ રાજ્યમાં થાય છે. નવસારી પ્રાંતમાં બાગાયત પેદાશ પુષ્કળ છે, અને ત્યાં આંબા, અનનાસ, ફણસ વગેરે મેવો પણ થાય છે. હાલ ગાયકવાડી મુલકમાંથી કેટલીક જગાએથી આરસનો પત્થર નીકળે છે.

આ રાજ્યની વસ્તી ૨૦,૩૨,૦૦૦ છે. આ રાજ્ય જુદા જુદા ભાગમાં વહેંચાઈ ગએલું છે, એટલે કુદરતી રીતે એમાં વસ્તી પણ જુદી જુદી જાતની છે. વડોદરામાં દક્ષિણી બ્રાહ્મણો અને મરાઠાઓ, ઓખામંડળમાં વાઘેર રજપુતો, અમરેલી પ્રાંતમાં કાઠી રજપુતો, સિદ્ધપુરમાં ઔદીચ બ્રાહ્મણો અને વહોરાઓ, પેટલાદમાં પાટીદારો, નવસારીમાં પારસી અને અનાવલા બ્રાહ્મણો, અને સોનગઢ વ્યારા તરફ અનાર્ય જાતના ચોધરા વગેરે જોવામાં આવે છે. લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે, અને રાજ્ય તરફથી ખાનગી કારીગરી, કારખાનાં, વેપાર વગેરેને પણ ઉત્તેજન મળે છે. અમરેલી સિવાય ત્રણે પ્રાંતોમાં રેલવે બાંધવામાં આવેલી છે.

રાજ્યમાં વાઇસરૉય તરફનો એક અમલદાર રેસિડન્ટ રહે છે. રાજ્યવ્યવસ્થા લગભગ અંગ્રેજી રાજ્યની માફક છે, પણ અમલદારોનાં નામ જુદાં છે. તાલુકાના ઉપરીને મામલતદારને બદલે વહીવટદાર, પ્રાંત તેજ જિલ્લો, અને તેના ઉપરી અમલદારને કલેક્ટરને બદલે સુબો કહે છે. તેવા ચારે સુબાઓના ઉપરીને સરસુબો કહે છે. તેના ઉપરી તરીકે દિવાન અને માથે રાજા છે. કાઠિઆવાડ, પાલણપુર, મહીકાંઠા, અને રેવાકાંઠા વગેરે એજન્સિના રાજાઓ તથા તાલુકદારો પાસે ગાયકવાડની લેણી ખંડણી અંગ્રેજ સરકાર વસુલ કરી ગાયકવાડને પહોંચાડે છે.

## जाणवा लायक स्थळो:—

**વડોદરા** (૯૯,૩૦૦) ગાયકવાડી રાજ્યની રાજધાનીનું નગર

છે. રાજા ચંદને આ નગર વસાવ્યું હતું, અને પોતાના નામ પરથી એનું નામ ચંદનાવતી રાખ્યું હતું. શહેરમાં કૉલેજ, ન્યાયમંદિર, રાજાના મહેલો, સંગ્રહસ્થાન, બાગ વગેરે ઘણાં જોવા લાયક સ્થળો છે. આ શહેર રેલવેનું જંક્શન છે અને રેલવેનો એક ફાંટો ગોધરા મથુરા તરફ જાય છે.

**ડભોઈ** ( ૧૪,૦૦૦ ) વડોદરાથી ૧૮ માઇલ ઉપર જુના કિલ્લાને માટે પ્રસિદ્ધ છે. ડભોઈ નામના એક ઇજનેરના નામ ઉપરથી એનું નામ ડભોઈ પડયું છે. ડભોઈ રેલવે જંક્શન છે, અને ત્યાંથી નાંદોદ જવાય છે.

**પાટણ** (૩૧,૦૦૦) કડી પ્રાંતમાં આવેલું શહેર છે. તે વનરાજે ઇ. સ. ૭૪૫માં વસાવ્યું હતું. પ્રાચીન કાળમાં એ ઘણું પ્રસિદ્ધ શહેર હતું અને જુના વખતનાં ખંડેરો હજુ જોવામાં આવે છે. રાણીવાવ અને વનરાજની મૂર્તિ એ બે જુના વખતનાં કામો હજુ મોજુદ છે. સિદ્ધરાજનું સહસ્રલિંગ તળાવ તદન પુરાઈ ગએલું છે, અને તે પર ખેતી કરવામાં આવે છે. એ શહેર તરવાર, સુડી પટોળાં, અને માટીનાં વાસણને માટે હજુ પ્રખ્યાત છે.

**વડનગર** ( ૧૪,૦૦૦ ) જુનું ઐતિહાસિક શહેર છે. એક વખતે એમાં ઘણો પૈસો હતો. આ ગામ વડનગરા નાગરનું મૂળ સ્થાન છે અને અહીંથી તેઓ ગુજરાતના જુદા જુદા ભાગમાં જઈને વસ્યા છે. તાજુબની વાત એ છે કે વડનગર વડનગરા નાગરનું મૂળ સ્થાન છે, પણ ત્યાં માત્ર તેઓનાં હાલ એક કે બેજ ઘર છે.

**સિદ્ધપુર** (૧૫૦,૦૦) સરસ્વતી નદી પર જાત્રાનું ધામ છે. આ સ્થળ પર માતૃશ્રાદ્ધ કરવામાં આવે છે. અહીં રુદ્રમાળ નામના પ્રસિદ્ધ દહેરાનાં ખંડિએરો જોવામાં આવે છે.

**નવસારી** (૨૧,૦૦૦) જુનું શહેર નવસારી પ્રાંતમાં આવેલું છે. ત્યાં પારસીઓની વસ્તી વધારે છે અને ત્યાંની હવા સારી ગણાય છે.

**सोनगढ** નવસારી પ્રાંતમાં તાપ્તિ વૅલિ રેલવે પર રેલવે સ્ટેશન છે. એ ગુજરાતમાં ગાયકવાડનું પહેલું રાજધાનીનું શહેર હતું. હાલ માત્ર તેના જુના કિલ્લાને માટે પ્રસિદ્ધ છે.

**कर्नाळी** નર્મદાને તીરે મોટું યાત્રાનું ધામ ગણાય છે.

આ ઉપરાંત **महेसाणा** (૯,૦૦૦) એ રેલવેનું જંક્શન છે. **बहुचराजी**§ યાત્રાનું સ્થળ છે અને **उंझा**માં§ કડવા કણબીની કુળદેવીનું સ્થાન છે. **कडी** (૧૩,૦૦૦)અને **वीसनगर** (૧૭,૦૦૦) જાણવા લાયક જગાઓ છે.



## कच्छ.

તમે ઉત્તર વિભાગની, કાઠિઆવાડની, ગાયકવાડી રાજ્યની, અને મુંબઈ ઇલાકાની સામાન્ય ભૂગોળ શીખી ગયા. હવે મુંબઈ ઇલાકાના બાકીના વિભાગો અને દેશી રાજ્યની તમારે ભૂગોળ શીખવાની છે. ગુજરાતની ઉત્તરે કચ્છનું રણ અને અખાત આવેલાં છે. એ ઓળગીને ઉત્તરમાં જઈએ તો પહેલો મુલક **कच्छ** આવશે. એ દેશી રાજ્ય છે, અને એનું ક્ષેત્રફળ અમદાવાદ જિલ્લાથી બમણું છે.

( કચ્છ એ શબ્દનો અર્થ દરીઆકિનારાની ભૂમિ થાય છે. )

**कुदरती रचनाः**—એનો દક્ષિણ કાંઠો તદન સપાટ છે, અને ત્યાંની ભૂમિ રસાળ છે. બાકીની બીજી દિશામાં ડુંગરા અને પથરા-વાળી જમીન છે. અહીં ઘણી વખત ધરતીકંપ* થાય છે. ઇ. સ. ૧૮૧૯ની અંદર જે ધરતીકંપ થયો હતો, તેને લીધે ભુજની અંદર ૭,૦૦૦ ઘરો (કચ્છના રાવના મહેલ સુદ્ધાં) નાશ થયાં હતાં અને રણની કેટલીક જમીન બેસી ગઈ હતી.

---

§ શિક્ષકે આ બે જગાનાં સ્થાન નકશા પર બતાવવાં.

* આ શબ્દ સારી રીતે સમજાવવો. એથી શું નુકસાન થાય છે, અને જમીનમાં શા ફેરફાર થાય છે તે કહેવા.

**વસ્તીઃ**—કચ્છની વસ્તી અમદાવાદ જિલ્લાની અડધી વસ્તી કરતાં પણ ઓછી છે. લોકો ઘણા મજબુત અને વેપારમાં સાહસિક છે, અને વેપારને અર્થે દૂર દેશમાં જઈને વસેલા જોવામાં આવે છે. મુંબઈમાં ભાટીઆ લક્ષાધિપતિ અને કરોડાધિપતિ છે, તે કચ્છના રહેવાસી છે.

**વેપાર અને ઉદ્યોગઃ**—ભુજનું કસબી અને હીરનું ભરતકામ બહુ વખણાય છે. ફટકડી, સુરોખાર, અને સોનારૂપાનાં નકસીનાં વાસણો અહીંથી પરદેશ ખાતે મોકલવામાં આવે છે.

**રાજ્યઃ**—એ રાજ્ય જાડેજા રજપુતનું છે, અને રાજાને, રાવ કહે છે. એમાં **ભુજ** અને **માંડવી** એ બે મોટાં શહેર છે, અને **કંથકોટ** જુનું ઐતિહાસિક શહેર છે. ભુજમાં રાજાને સલાહ આપવા એક પોલિટિકલ એજન્ટ રહે છે.

**ભુજ*** ( ૨૧,૬૦૦ ) કચ્છની મધ્યમાં રાજધાનીનું નગર છે. ઇ. સ. ૧૬૦૫માં રાવ શ્રી ખેંગારજીએ આ શહેર વસાવ્યું હતું. એમાં ભુજંગ નામના સાપનું દહેરૂં હતું, તેથી એનું નામ ભુજ પડેલું છે એમ કહેવાય છે. શહેરમાં રાવ શ્રી પ્રાગમલજીનો નવો મહેલ જોવા લાયક છે. અંગ્રેજી કેળવણી આપવા એક હાઇ સ્કૂલ પણ ત્યાં છે.

**માંડવી** (૨૪,૨૦૦) દક્ષિણ કિનારે બંદર છે. અહીં આગબોટ આવે છે, અને ખલાસીઓની સગવડ માટે દીવાદાંડી બાંધેલી છે.

---

## સિંધ.

કચ્છની ઉત્તરમાં રણ ઓળંગીને આપણે જઈએ તો **સિંધ વિભાગ** આવે છે. એ મુંબઈ ઇલાકાનો છેક ઉત્તરનો વિભાગ છે. આ વિભાગની સરહદ ઓળંગીને ઉત્તરમાં જઈએ તો બલુચિસ્તાન

---

* ગામની પાસે જે કૌંસમાં આંકડા છે તે ત્યાંની વસ્તીના છે, માટે શિક્ષકે પોતાના ગામની અથવા જાણીતા શહેરની વસ્તી સાથે સરખાવવા; અને વસ્તી વધારે અથવા ઓછીછે તેનું કારણ સમજાવવું. આ આંકડા છોકરા પાસે ગોખાવવાના નથી.

અને પંજાબ આવે છે. આપણા ઉત્તર વિભાગથી આ વિભાગ લગભગ સાડાત્રણગણો છે. એ વિભાગને લગતું **ખૈરપુરનું રાજ્ય** છે અને તેના પોલિટિકલ એજન્ટ સક્કરના કલેક્ટર છે.

આ વિભાગનું નામ **સિંધ** સિંધુ નદી પરથી પડ્યું છે. (હિંદુ અને હિંદુસ્તાન નામ પણ સિંધુ નદી પરથી પડ્યાં છે.)

**કુદરતી દેખાવઃ**—આ દેશનો મધ્ય ભાગ સપાટ મેદાન છે. એના પશ્ચિમ ભાગમાં ડુંગરા છે, અને તેમાં ચારો પુષ્કળ ઊગે છે, તેથી ભરવાડો ત્યાં ઘેટાં ચરાવે છે. એના પૂર્વ ભાગમાં મોટું રણ છે, અને તેમાં રેતીનાં મેદાન અને ટેકરા છે. એનો દક્ષિણ ભાગ નીચો અને ખારવાળો છે, તેથી ત્યાંની હવા રોગી છે. જે ભાગ પર સિંધુ નદીનો કાંપ ઠરે છે તે ભાગ ફળદ્રુપ છે. ફળદ્રુપ જમીન પર પણ જો નદીનો કાંપ ઠરતો નથી તો તે ઉજડ થઈ જાય છે, કારણ કે અહીં વરસાદ ઘણોજ ઓછો પડે છે.

**નદીઃ**—સિંધુ નદી ( જુઓ હિંદુસ્તાન, નદીઓ ). એ નદી પર કરાંચી, કોટ્રી, હૈદરાબાદ, સક્કર, અને રોહરી શહેરો આવેલાં છે. આ નદી પોતાનો માર્ગ બદલ્યા કરે છે, તેથી એક વખતે એના પર જે આબાદ શહેરો હતાં, તે પાણી જતું રહેવાને લીધે ઉજડ થએલાં છે. ( બે ત્રણ દાખલા આપવા. ) એ નદીનો મુખ આગળનો તેના કાંપથી બનેલો ત્રિકોણ પ્રદેશ ( ડેલ્ટા )* ખેડા જિલ્લાથી બમણો મોટો છે.

**આબોહવાઃ**—સિંધમાં વરસાદ ઘણોજ ઓછો પડે છે, અને રેતી તપે છે, તેથી ગરમી વધારે પડે છે. જેકોબાબાદમાં અતિશય ગરમી પડે છે. કિનારા પરની હવા દરીઆને લીધે સારી છે. ઉત્તર વિભાગ કરતાં આ વિભાગમાં વરસાદ ઓછો અને તાપ વિશેષ છે.

**વનસ્પતિઃ**—આ વિભાગમાં ઉત્તર વિભાગ, મધ્ય વિભાગ,

---

* આ શબ્દ સારી રીતે સમજાવવો, તેની ઉત્પત્તિ વિષે પણ ગજા પ્રમાણે જ્ઞાન આપવું.

અને દક્ષિણ વિભાગના જેવાં ઇમારતી લાકડાંનાં જંગલ નથી; પણ જે જંગલો છે, તેમાં બાવળનાં ઝાડ પુષ્કળ છે. અહીં બાવળનાં બીઆં ઢોરને ખવડાવવામાં આવે છે, એની છાલ ચામડું કમાવવાના કામમાં આવે છે, એનાં પાંદડાં ઊંટ અને બકરાં ખાય છે, અને એનું લાકડું બાળવાના કામમાં આવે છે.

ખારેક, કેળાં, કેરી, નારંગી, દાડમ, અંજીર, શેતુર, ખડબુચાં, અને તડબુચ વગેરે ગરમ પ્રદેશને માફક એવો મેવો અહીં ઉત્પન્ન થાય છે.

**लोको, धर्म, अने भाषाः**—સિંધ વિભાગ ક્ષેત્રફળમાં આપણા વિભાગથી સાડાત્રણગણો છે, તોપણ વસ્તી તો આપણા વિભાગથી સહેજ ઓછી છે. સિંધી અને બલુચી એ બે મુખ્ય ભાષા છે. વસ્તીનો પોણો ભાગ મુસલમાન છે. અહીંના હિંદુઓ મુસલમાન જેવાં કપડાં પહેરે છે.

**खेतीवाडी, धंधो, अने वेपारः**—આ વિભાગનો મુખ્ય પાક ડાંગર, જુવાર, બાજરી, ઘઉં, મગ, જવ, કપાસ તથા તેલી બીઆં છે. સિંધમાં ઉંચી જાતના રૂ (ઇજીપ્શિયન)ની વાવણી અજમાવી છે ને તે ફતેહમંદ થઈ છે. શેતરંજી, ચામડાની વસ્તુઓ, અને માટીનાં વાસણો માટે આ પ્રદેશ પ્રખ્યાત છે. વેપારનું મુખ્ય મથક કરાંચી છે, અને તેનો મુખ્ય વેપાર અનાજ બહાર ગામ મોકલવાનો છે. ચોખા, ઘઉં, રૂ, ઊન, ચામડાં, અને હાડકાં અહીંથી બહાર ગામ મોકલવામાં આવે છે. અમદાવાદથી કરાંચી જતાં હાલ રજપુતસ્તાનમાં થઈને જવું પડે છે, પણ તે રસ્તો લાંબો હોવાને લીધે કચ્છના રણમાં થઈને ટુંકે રસ્તે આગગાડી લઈ જવાની હાલ યોજના ચાલે છે.

**इतिहासः**—હિંદુસ્તાન ઉપર મુસલમાનોએ ઇ. સ. ૭૧૨ માં પહેલી ચઢાઈ દરીઆમાર્ગે કરી હતી, અને ત્યારપછી જે જે ચઢાઈઓ થઈ છે, તે બધી જમીનમાર્ગે ખાઈબરઘાટને રસ્તે તેઓએ કરી છે. આ પ્રાંત ઇ. સ. ૧૮૪૨માં ખાલસા કરવામાં આવ્યો હતો.

**સિંધના વિભાગો:**--સિંધ એ "નૉન રેગ્યુલેશન" (જુઓ હિંદુસ્તાનની રાજ્યવ્યવસ્થા પા. ૯૫) પ્રાંત છે, અને એમાં **કરાંચી, હૈદરાબાદ, થર અને પારકર, સક્કર, લારખાના,** અને **સિંધનો ઉપલો સરહદનો મુલક** એ પ્રમાણે ૭[1] જિલ્લા છે, અને એક દેશી રાજ્ય **ખૈરપુર** છે.

સિંધનો ઉપલો સરહદનો મુલક અને થર અને પારકર, આ બે જિલ્લામાં ઉપરી અધિકારી ડેપ્યુટી કમિશનર છે. બીજા ચાર જિલ્લામાં ઉપરી અધિકારી આપણા જિલ્લાઓની માફક કલેક્ટર છે. સિંધના કમિશનરનું સદર સ્ટેશન કરાંચી છે.

**કરાંચી જિલ્લો:**--સિંધુ નદીના મુખવાળો સિંધુનો પશ્ચિમ ભાગ [2]કરાંચી જિલ્લા નામે ઓળખાય છે. આ જિલ્લો સુરત જિલ્લાથી લગભગ સાતગણો મોટો છે, પણ વસ્તી લગભગ તેનાથી પોણી છે. આ વસ્તી ઓછી છે તેનું કારણ એ છે કે એ જિલ્લાનો પશ્ચિમ ભાગ ખરબચડો અને વેરાન છે, અને નદીના મુખ આગળનો પ્રદેશ નીચો અને ભેજવાળો છે.

**મુખ્ય શહેરો:—**

**કરાંચી** ( ૧,૫૨,૦૦૦ ) આ ઇલાકામાં બીજા નંબરનું બંદર છે. ઇ. સ. ૧૭૨૫ અગાઉ આ જગા પર શહેરજ નહોતું. ઇ. સ. ૧૮૪૨માં અંગ્રેજ સરકારના હાથમાં આ શહેર આવ્યું ત્યારથી એની આબાદાની વધતી ગઈ છે.

**ઠટ્ટા** ( ૧૧,૧૦૦ ) જુનું ઐતિહાસિક શહેર છે.[3]

**હૈદરાબાદ જિલ્લો:**--કરાંચી જિલ્લો મૂકી પૂર્વમાં જઈએ તો હૈદરાબાદ જિલ્લો આવે છે. આ જિલ્લો સુરત જિલ્લાથી લગભગ

---

૧. **હૈદરાબાદ** જિલ્લામાંથી છ તાલુકા અને **થર** અને **પારકર** જિલ્લામાંથી એક તાલુકો લઈ હાલ **નવાબશાહ** નામનો એક સાતમો જિલ્લો બનાવવામાં આવ્યો છે.

૨. શિક્ષકે હંમેશાં પોતાના જિલ્લા જોડે સરખાવવા.

૩. આ શહેરનો ઇતિહાસ જોડે સંબંધ છે તે શિક્ષકે કહેવું.

પાંચગણો છે, પણ વસ્તી સુરત જિલ્લાથી લગભગ દોઢી છે. આ ભાગ સપાટ પ્રદેશ છે, અને તેમાં ઘણી નહેરો આવેલી છે. કારીગરી માટે સિંધમાં હૈદરાબાદ જિલ્લો પ્રખ્યાત છે. એની શેતરંજી, રેશમી અને સુતરાઉ કાપડ, માટીનાં વાસણ, અને ચામડાની વસ્તુ વખણાય છે.

**મુખ્ય શહેરઃ--**

**હૈદરાબાદ** (૭૬,૦૦૦). ઇ. સ. ૧૭૬૮માં આ શહેર વસાવવામાં આવ્યું હતું, અને ઇ. સ. ૧૮૪૩માં અંગ્રેજ સરકારના હાથમાં આવ્યું, ત્યાંસુધી એ સિંધની રાજધાની ગણાતું હતું. ત્યાં રૂપાનું અને લાખનું કામ ઉત્તમ થાય છે.

**થર અને પારકર જિલ્લોઃ--**હૈદરાબાદ જિલ્લાની પૂર્વે થર અને પારકર જિલ્લો આવે છે. આ જિલ્લો સુરત જિલ્લાથી લગભગ સાડાઆઠગણો છે, પણ વસ્તી સુરત જિલ્લાની અડધી કરતાં વધારે છે. આ જિલ્લાના મધ્ય અને પૂર્વ ભાગમાં થર એટલે રણનો વિસ્તીર્ણ પ્રદેશ છે, અને તેમાં રેતીના ટેકરા છે. એમાં ધાબળી, શેતરંજી, અને ચામડાની જણસો બને છે.

**મુખ્ય શહેરોઃ--**

**ઉમરકોટ** ( ૪,૦૦૦ )માં ઇ. સ. ૧૫૪૨માં અકબરનો જન્મ થયો હતો.

**સક્કર જિલ્લોઃ--**થર અને પારકરની ઉત્તરે ખૈરપુર સંસ્થાન છે, અને તેની ઉત્તરે સક્કર જિલ્લો છે. અસલ આ ભાગનું નામ શિકારપુર જિલ્લો હતું. ઇ. સ. ૧૯૦૧માં શિકારપુર જિલ્લામાંથી સાત તાલુકા અને કરાંચી જિલ્લામાંથી ત્રણ તાલુકા લઈ, નવો લારખાના જિલ્લો કરવામાં આવ્યો છે, અને શિકારપુરના બાકીના તાલુકાનો જે જિલ્લો બનાવવામાં આવ્યો છે તેનું નામ સક્કર રાખવામાં આવ્યું છે.

આ જિલ્લો સુરત જિલ્લાથી લગભગ સાડાત્રણગણો છે, પણ વસ્તી સહેજ ઓછી છે. એનો મુખ્ય પાક ડાંગર, ઘઉં, જુવાર, સરસવ, તલ, ને રૂ છે.

**मुख्य शहेरो:-**

**सक्कर** ( ૩૫,૩૦૮ ) જિલ્લાનું સદર સ્ટેશન છે.

**शिकारपुर** (૫૪,૦૦૦) શહેરને પહેલાં ખોરાસાનની ભાગોળ કહેતા. એ વેપારનું મથક છે. શેતરંજી અને ગામઠી કાપડ અહીં બને છે.

**सक्कर,** સક્કર અને રોહરી વચ્ચે સિંધુ નદીમાં બેટ છે, અને તે પર એક મોટો કિલ્લો છે.

**लारखाना जिल्लो:-**આ જિલ્લો સુરત જિલ્લાથી લગભગ ત્રણગણો છે, પણ વસ્તી લગભગ સુરત જિલ્લા જેટલી છે. અહીં ખેતીવાડીનો આધાર સિંધુ નદીની નહેરો પર રહેલો છે. એનો મુખ્ય પાક ડાંગર, ઘઉં, જુવાર, સરસવ, રૂ, અને તમાકુ છે.

**मुख्य शहेरो:-लारखाना** ( ૧૬,૦૦૦ ) માં બાગબગીચા પુષ્કળ છે. ગરભસુતરાઉ કાપડ અને પિત્તળનાં વાસણ અહીં બને છે.

**सेवान** (૪,૭૦૦)માં સિકંદરના વખતનો એક જુનો કિલ્લો જોવામાં આવે છે.

**सिंधनो उपलो सरहदनो मुलक:-**આ જિલ્લો સિંધની છેક ઉત્તરનો છે, અને મુંબઈ ઇલાકાનું ઉત્તર નાકું છે. જેકોબાબાદ એ જિલ્લાનું મુખ્ય શહેર છે, અને તેની રેતાળ જમીનમાં તડબુચ અને ખડબુચાં ઘણાં થાય છે. આ જિલ્લો સુરત જિલ્લાથી લગભગ દોઢો છે, પણ વસ્તી લગભગ ½ છે.

**मुख्य शहेर:-जेकोबाबाद** શહેર (૧૧,૪૦૦) ખાનઘર નામે જુના શહેરની જગા પર જેકબ સાહેબે ઇ. સ. ૧૮૪૭માં વસાવ્યું હતું. અહીં તાપ ઘણોજ પડે છે.

**खैरपुर संस्थान:-**આ નાનું મુસલમાની દેશી રાજ્ય સુરત જિલ્લાથી લગભગ ચારગણું છે, પણ વસ્તી લગભગ સુરતથી ½

છે. તેનો જે ભાગ સિંધુ પર આવેલો છે, તે રસાળ છે, પણ બાકીના ભાગમાં રેતીના ડુંગર છે. એના રાજકર્ત્તા બલુચ જાતના મુસલમાન છે. એ રાજ્યના પોલિટિકલ એજંટ સક્કરના કલેક્ટર છે. એની મુખ્ય પેદાશ સોડાખાર, રૂ, ઊન, અનાજ, તેલી બીઆં, ઘી, તમાકુ, અને ગળી છે. વળી હાથીદાંતનું કામ, તરવાર, લાખનાં રમકડાં, શેતરંજી વગેરે પણ અહીં બને છે. રાજધાનીનું શહેર **खैरपुर** (૧૫,૦૦૦) છે.

---

## मुंबई.

ઉત્તર વિભાગની છેક દક્ષિણમાં દરીઆકિનારે **मुंबई** શહેર છે. એ શહેર મુંબઈ ઇલાકાની રાજધાની છે, અને તે શહેર પરથીજ ઇલાકાનું નામ મુંબઈ પડ્યું છે. મુંબઈ શહેર બેટ પર વસેલું છે, અને તે બેટ એકલાને જુદો વિભાગ ગણ્યો છે.

આ બેટ ઇ. સ. ૧૬૬૧માં પોર્ટુગલના રાજાએ ઇંગ્લંડના બીજા ચાર્લ્સ રાજાને તેની રાણી કૅથેરાઇનના કન્યાદાન સાથે પહેરામણીમાં આપ્યો હતો. તે વખતે એ બેટમાં માત્ર દસ હજાર માછીની વસ્તી હતી અને તે સાત જુદા જુદા બેટ હતા. આ બેટની કાંઈ ઉપજ ન હોવાને લીધે ઇ. સ. ૧૬૬૮માં ઇંગ્લંડના રાજાએ વરસ દહાડે દસ પૌંડ* (તે વખતે ૧૦૦ રૂ.)માં ઇસ્ટ ઇંડિઆ કંપનિને એ ભાડે આપ્યો હતો. ઇ. સ. ૧૬૮૭માં કંપનિ બહાદુરે તેમનું મુખ્ય સ્થાન સુરત બદલી મુંબઈ રાખ્યું, ત્યારથી એ શહેરની વૃદ્ધિ થવા લાગી, અને આજે દુનિયાનાં મોટામાં મોટાં શહેરોમાંનું અને પહેલા વર્ગનાં બંદરોમાંનું એક છે. મામાદેવી અથવા મુમ્બાદેવી પરથી શહેરનું નામ મુંબઈ પડ્યું છે. કંપનિ બહાદુરે પોતાના તાબામાં આ બેટ લીધા પછી આજુબાજુના બેટો પૂરી એક મોટો ટાપુ અને શહેર એને બનાવી દીધું છે. વેપારની સગવડને લીધે અને મુંબઈ ઇલાકાની રાજધાનીને લીધે ધીમે ધીમે આ શહેર વધતું ગયું, અને આજે વેપારમાં એ પહેલું શહેર છે. આ બેટમાં આવજા કરવા સારૂ દરીઆની ખાડી ઉપર

---

* પૌંડ તથા ઇસ્ટ ઇંડિઆ કંપનિ શું છે તે શિક્ષકે સમજાવવું.

પૂલો બાંધ્યા છે, અને તે ઉપર બી. બી. ઍન્ડ સી. આઈ. રેલવે અને જી. આઈ. પી. રેલવે દોડે છે.

આ બેટ સાડાઅગિઆર માઇલ લાંબો અને ચાર માઇલ પહોળો લગભગ ત્રિકોણાકારે છે, અને તેની આસપાસ નીચા ડુંગરો છે. આ બેટની પૂર્વે તથા એની અને કોંકણના કિનારા વચ્ચેનો ૫ થી ૭ ચોરસ માઇલનો પાણીનો ભાગ બારૂં* છે. આસપાસ આવેલી પહાડી જમીન પવનના જુસ્સાને તથા પાણીના ઉછાળાને ખાળી એ બારાનું સંરક્ષણ કરે છે. બારામાં વહાણો અને આગબોટો હંમેશ જથાબંધ રહે છે, અને તેઓ દુનિયાના જુદા જુદા ભાગમાંથી માલ લઈ આવે છે. એ બારામાં કેટલાક નાના બેટ છે, અને તેમાંનો **ઘારાપુરી** નામે બેટ ડુંગરમાંથી કોરી કાઢેલાં દહેરાંને માટે પ્રખ્યાત છે. એ દહેરાં હાલ ખંડિત સ્થિતિમાં છે. બારાનું રક્ષણ કરવાને કોઈ કોઈ બેટો પર લસ્કર તેમજ બારામાં મનવારો[1] રાખેલી છે.

બેટની પશ્ચિમે એક પહોળો અખાત છે. તેને "બૅક બે" કહે છે. એ બૅક બે અને બારાની વચ્ચે આવેલી ઉંચી જમીન કોટ ( કિલ્લો ) નામે ઓળખાય છે. એ ભાગમાં મોટા મોટા વેપારીઓની ને શાહુકારોની જોવા લાયક દુકાનો છે, અને સરકારી વસુલાત, ન્યાય, ટપાલ, તાર અને બીજા ખાતાની ઑફિસો માટે સરકારે લાખો રૂપીઆ ખરચીને ત્યાં સુંદર અને ભવ્ય મકાનો બાંધ્યાં છે. કોટમાંથી ઉત્તર તરફ જઈએ છીએ એટલે દેશીઓથી વસાએલો ભાગ આવે છે, અને તેને બહારકોટ કહે છે.

મુંબઈની વસ્તી ૯,૭૯,૪૦૦ છે. આ વસ્તી આખા સુરત જિલ્લાની વસ્તીથી દોઢી છે. શહેર જેમ આબાદ હોય છે, તેમ ત્યાં વસ્તી વધારે હોય છે. આ શહેર ઘણુંજ આબાદ છે, અને ત્યાં હુન્નર-ઉદ્યોગ પણ પુષ્કળ છે.

---

* વહાણો સહીસલામત રહી શકે એવો પાણીનો ભાગ તે બારૂં કહેવાય છે.

૧. મનવાર શું છે તે શિક્ષકે કહેવું.

૨. બૅક=પાછળનું ને બે=અખાત.

પૃથ્વી પરના ઘણા દેશોના લોક આ શહેરમાં વસેલા છે. ચીન, જાપાન, સિલોન ( લંકા ), અફઘાનિસ્તાન વગેરેના લોકો તેમજ બંગાળા, મદ્રાસ, પંજાબ, સિંધ, મારવાડ વગેરેના લોકો અહીં જોવામાં આવે છે. આ બધી જાતના લોકોને આવવાનું મુખ્ય કારણ વેપાર છે. તેઓ પોતાના દેશમાંથી માલ મંગાવી વેચે છે, અથવા તો પોતાના દેશને માટે માલ વેચાતો લઈ રવાના કરે છે.

મુખ્યત્વે કરીને મુંબઈમાં મરાઠી અને ગુજરાતી ભાષા બોલાય છે, પણ જુદા જુદા દેશના લોકો આવીને વસેલા છે, તેથી સૌ પોતપોતાની ભાષા વાપરે છે. ભાષાઓના આવા શંભુમેળામાં એક દેશના લોક બીજા દેશના લોકની જોડે અંગ્રેજી અથવા હિંદુસ્તાની ભાષામાં વાત કરે છે.

પરદેશ જોડે મુંબઈનો કુલ વેપાર ૮૭ કરોડ રૂપીઆનો છે, તે ઉપરથી એ કેટલું અગત્યનું સ્થાન છે, તેનો ખ્યાલ આવશે. દેશદેશાવરથી માલ અહીં આવે છે, અને દેશદેશાવર જાય છે. આ બેટમાં વરાળયંત્રથી ચાલતા કાંતવાના અને વણવાના સંચા ૮૫ કરતાં વધારે છે. રેશમી અને ગરમ કાપડ પણ મિલમાં અહીં વણાય છે. મિલોમાં ૧$\frac{1}{4}$ લાખ કરતાં વધારે માણસોને રોજી મળે છે. ગોદીમાં[1] સંખ્યાબંધ મજુરોને રોજી મળે છે. રેલવેની મોટી ઑફિસો, સરકારી મોટી ઑફિસો, અને વેપારીની મોટી ઑફિસો મુંબઈમાં છે, તેમાં પણ ઘણા માણસોને રોજી મળે છે. જેમ મુંબઈ અને અમદાવાદ વચ્ચે જલદીથી સંદેશો મોકલવા તારનાં દોરડાં નાખેલાં જોવામાં આવે છે, તેમ મુંબઈ અને દૂરનાં શહેરો જેવાં કે લંડન વગેરે, ત્યાં સંદેશા મોકલવા સારૂ દરીઆમાં તારનાં દોરડાં નાખેલાં છે.

શહેરમાં ત્રણ મહાવિદ્યાલયો(ઉંચી વિદ્યાનું જ્ઞાન આપવા),એક કાયદાનું મહાવિદ્યાલય,એક વૈદક મહાવિદ્યાલય, એક પશુ-વૈદક-મહા-

---

૧. આગબોટો કિનારા પાસે આવી માલ લઈ શકે અથવા ઉતારી શકે તેવી સગવડ સારૂ બારામાં જે બાંધકામ કરેલું છે, તેને ગોદી કહે છે.

વિદ્યાલય, એક હુન્નરશાળા, એક ચિત્ર વગેરે ઉદ્યોગની શાળા અને ઘણી હાઇસ્કૂલો છે. સાર્વજનિક હિત ખાતર ઉંચી કેળવણીની પરીક્ષા લેવા, એ પરીક્ષાઓમાં કયા કયા વિષયોનો અભ્યાસ કરવો તેનો નિર્ણય કરવા તથા મહાવિદ્યાલયોની સામાન્ય દેખરેખ રાખવા, સરકારે અહીં વિશ્વવિદ્યાલય ( યુનિવર્સિટિ ) સ્થાપી છે. આ ઇલાકામાં ઉંચી કેળવણીનું મુખ્ય સ્થાન મુંબઈ છે, અને ઇલાકાના જુદા જુદા ભાગમાંથી છોકરાંઓ કેળવણીને માટે અહીં આવે છે.

મુંબઈના કલેક્ટરના તાબામાં બીજા જિલ્લાના કલેક્ટરોની માફક મહેસુલીખાતું છે અને તે ઉપરાંત જકાતખાતું પણ છે. એનો ઉપરી કમિશનર તે પણ મુંબઈમાં રહે છે. એ કમિશનર આખા મુંબઈ ઇલાકા માટેના જકાતના અફીણના, અને આબકારીના કમિશનર છે. ઇલાકાના ગવર્નર સાહેબ ડિસેંબરથી માર્ચ સુધી મુંબઈમાં રહે છે, અને એમનું રહેવાનું મકાન મલબાર હિલ (ડુંગર) પર છે. વળી મુંબઈ ઇલાકામાં સૌથી મોટી જે ન્યાયની અદાલત ( હાઇકોર્ટ ) છે તે પણ મુંબઈમાંજ છે. બીજા વિભાગોની માફક અહીં પણ પોલીસ વગેરે જુદાં જુદાં ખાતાં છે. મુંબઈની મ્યુનિસિપાલિટિ આખા ઇલાકામાં સૌથી મોટામાં મોટી છે. તેની વાર્ષિક ઉપજ આસરે ૮૦ લાખ રૂપીઆની છે. લોકોને ચોકખું પીવાનું પાણી પહોંચાડવા સારૂ વિહાર, તુળસી, અને તાંસા તળાવો દૂર બાંધવામાં આવ્યાં છે, અને નળો વતી શહેરમાં પાણી પુરૂં પાડવામાં આવે છે.

શહેરમાં વીજળીના બળથી ટ્રામ ચાલે છે, અને *કોલગૅસના દીવા કરવામાં આવે છે. મુંબઈની બહાર રહેનારા લોકોને આવવાજવા સારૂ રેલવે ગાડીની સગવડ સારી છે. મુંબઈમાં જોવા લાયક સ્થળો ઘણાં છે. કોટમાં મ્યુનિસિપાલિટિની ઑફિસનું મકાન, ક્રાફર્ડ માર્કેટ ( શાકભાજીનું બજાર ), ટંકશાળ, ટાઉનહૉલ, બોરીબંદરનું સ્ટેશન, રાજાબાઈ ટાવર, સરકારી ઑફિસો

* પાંચમી ચોપડીના પાઠ ૭૮માં કોલગૅસનું વર્ણન આપેલું છે.

(જેવી કે પોસ્ટ ઑફિસ, હાઇકોર્ટ વગેરે), દીવાદાંડી અને વિક્ટોરિઆબાગ, ને તેમાંનું સંગ્રહસ્થાન એ મુખ્ય છે.

**મુંબઈ ઇલાકાના તાબાનાં અરબસ્તાનનાં સંસ્થાન[1]:—**

મુંબઈમાં જે વહાણો અને આગબોટો આવે છે, તેના રક્ષણાર્થે અરબસ્તાનની નૈઋત્ય દિશાએ એડનમાં સરકારે એક સંસ્થાન કર્યું છે. એ સંસ્થાનનું ક્ષેત્રફળ ૮૦ ચો. માઇલ છે, અને તેમાં ૩૬,૫૦૦ની વસ્તી છે. એ શહેર[2] મુંબઈથી ૧૬૬૪ માઇલ દૂર છે, અને આગબોટમાં બેસી મુંબઈથી ત્યાં જતાં ૬ દિવસ લાગે છે. ત્યાં તાપ ઘણોજ પડે છે, અને વરસાદ નહિજ જેવો છે. અરબસ્તાનના અને આફ્રિકાના કિનારા પરનાં સંસ્થાનો સાથે એડનનો મુખ્ય વેપાર છે. વેપારની મુખ્ય ચીજો કાપડ, અનાજ, ગુંદ, તમાકુ, અને ચામડાં છે. હરેક આગબોટ ત્યાં અટકે છે, અને કોલસા વગેરે જે ચીજ જોઈએ તે ત્યાંથી લે છે. એડનથી થોડા માઇલ પર રાતા સમુદ્રમાં **પેરિમ** નામનો બેટ છે, તે પણ મુંબઈ સરકારના તાબામાં છે. **સોકોત્રા** પણ મુંબઈ સરકારને તાબે છે.

---

## મધ્ય વિભાગ.

મુંબઈની પૂર્વમાં જે વિભાગ આવેલો છે તે **મધ્ય વિભાગ** નામે ઓળખાય છે. સહ્યાદ્રિના **બોરઘાટ**[3] અને **થળઘાટ**ને રસ્તે આ વિભાગમાં જવાય છે. બોરઘાટ પુના તરફનો રસ્તો, અને થળઘાટ નાશકનો રસ્તો છે. આ બે ઘાટને રસ્તે આગગાડી પણ જાય છે, અને રસ્તામાં આગગાડીને જવાઆવવા સારૂ પહાડો કોતરી ટનલો[4] બનાવેલી જોવામાં આવે છે. સહ્યાદ્રિમાંથી મધ્ય વિ-

---

૧ આ શીખવતી વખતે એશિઆ ખંડનો નકશો રાખવો, અને એડન કયાં છે તે બતાવવું.

૨ પાઠ ૬૮ છઠ્ઠી ચોપડી.

૩ પહાડમાં થઈને જવાઆવવાના માર્ગને "ઘાટ" કહે છે.

૪ પહાડ કે જમીનની અંદર થઈને જવાય તેવો કોરીને બનાવેલો માર્ગ "ટનલ" કહેવાય છે.

ભાગમાં જવા સારૂ આ બે ઘાટ ઉપરાંત બીજા પણ ઘણા નાના માર્ગો છે. આ વિભાગની દક્ષિણ સરહદ દક્ષિણ વિભાગને, પૂર્વ સરહદ નિજામના રાજ્યને, અને ઉત્તરની સરહદ હોલકર અને ભોપાળના રાજ્યને લાગેલી છે. એની આખી પશ્ચિમ સરહદ પર સહ્યાદ્રિ આવેલો છે.

**कुदरती रचना अने आबोहवा:**—આ વિભાગ આપણા ઉત્તર વિભાગથી લગભગ ત્રણગણો મોટો છે. આપણા વિભાગની અને આ વિભાગની રચના તદ્દનજ જુદી છે. આ વિભાગ ડુંગરાવાળો ઉચ્ચ પ્રદેશ છે, અને આપણો વિભાગ સપાટ નીચો પ્રદેશ છે. આપણા વિભાગની પશ્ચિમે સમુદ્ર આવેલો છે, ને આ વિભાગની પશ્ચિમે સહ્યાદ્રિ આવેલો છે. આપણા વિભાગની હવા ભેજવાળી છે, અને આ વિભાગની હવા કોરી છે. આ વિભાગમાં જેમ પૂર્વ તરફ જઈએ છીએ તેમ તાપ વધારે અને વરસાદ ઓછો છે. આ વિભાગ આપણા વિભાગ કરતાં ઓછો ફળદ્રુપ છે.

**पहाडो:**—પશ્ચિમ અને પૂર્વ ખાનદેશ જિલ્લાના ઉત્તરભાગમાં સાતપુડા પર્વતના ફાંટા આવેલા છે, અને તે તાપી નદીના પ્રદેશને નર્મદાના પ્રદેશથી છુટો પાડે છે. ખાનદેશ જિલ્લાઓની દક્ષિણે **चांदवड सातमाळा** અથવા **अजिन्टा** છે. અજિન્ટામાં જુના વખતની બૌદ્ધ લોકોની ગુફા છે. ચાંદવડ ડુંગરાની દક્ષિણની નદીઓ ગોદાવરીમાં પડે છે, અને ઉત્તરની નદીઓ તાપીમાં પડે છે.

**नदीओ:**—આ વિભાગમાં **गोदावरी** અને **कृष्णा** બે મોટી નદીઓ છે, પણ તેનો થોડોજ ભાગ આ વિભાગમાં આવેલો છે. **भीमा, नीरा,** અને **सीना** એ ત્રણ નદીઓ શોલાપુર તરફ છે. તેમાંની નીરા અને સીના ભીમાને મળે છે. સતારા જિલ્લામાં જે **वार्णा** નદી છે તે અને ભીમા કૃષ્ણાને મળે છે.

**वस्ती:**—(૬૩,૮૭,૦૦૦) આપણા વિભાગથી આ વિભાગ વિસ્તારમાં લગભગ ત્રણગણો છે, છતાં વસ્તી માત્ર લગભગ બમણી છે, તેથી તે આપણાથી આછી વસ્તીવાળો પ્રદેશ છે, જંગલો તરફ

અને ડુંગરાવાળા ભાગોમાં આપણા વિભાગની માફક ભીલ, કાથેડી, વારલી વગેરે જંગલી અને અનાર્ય પ્રજા રહે છે. આ તરફના બધા લોકો દક્ષિણી કહેવાય છે, અને તેમની ભાષા આપણાથી જુદી છે. મહારાષ્ટ્ર પરથી તે મરાઠી ભાષા કહેવાય છે. ત્યાંના કણબી મરાઠા કહેવાય છે, અને તેઓ પહાડી જમીનમાં રહેવાને લીધે શરીરે મજબુત છે. વેપાર અર્થે આ વિભાગ તથા દક્ષિણ વિભાગમાં ઘણા ગુજરાતી અને મારવાડીઓ જઈ વસેલા છે, અને પોતાની ગુજરાતી અથવા મારવાડી જે ભાષા હોય તે ઘરમાં વાપરે છે, અને ઘરની બહાર મરાઠી વાપરે છે. અહમદનગર જિલ્લામાં ૨૧,૦૦૦ ખ્રિસ્તી છે.

**ખેતી:**—આ ભાગમાં જે ખેડવા લાયક જમીન છે તે કાળી છે, અને તેથી પાક ઘણો સારો થાય છે. વળી ઉચ્ચ પ્રદેશ હોવાને લીધે હવા જ્યાં સમધાત રહે છે, ત્યાં દ્રાક્ષ તથા મેવો પણ પુષ્કળ થાય છે. આ ભાગનો મુખ્ય પાક જુવાર, બાજરી, ઘઉં, તેલી બીઆં, અને રૂ છે. ખાનદેશ જિલ્લાઓ, અહમદનગર, નાશક, અને પુનામાં ઘઉં થાય છે. પુના સિવાય ઉપર લખેલા ચાર જિલ્લામાં રૂ ઉત્પન્ન થાય છે.

**વેપાર:**—આ વિભાગમાંથી રૂ, તેલી બીઆં, અને અનાજ વિભાગની બહાર મોકલવામાં આવે છે. નાશક જિલ્લાના યેવલા ગામમાંથી હાથના વણાટનું કાપડ મુંબઈ, પુના, સતારા, અને શોલાપુર જાય છે. વળી આ જિલ્લામાં કાગળ (જાડા ચોપડાના) અને તાંબાપિત્તળનાં વાસણો બનાવવાના ઉદ્યોગો ચાલે છે. અહમદનગરમાં દક્ષિણી સ્ત્રીઓને પહેરવાની સાડીનો મોટો ઉદ્યમ ચાલે છે. આ વિભાગમાં કેટલીક જગાએ ધાબળીઓ પણ વણાય છે.

**માર્ગો:**—આ વિભાગની અંદર જી. આઈ. પી. રેલવે એ મોટી આગગાડીની સડક છે. એ સડક પર થઈને કલકત્તા,*

* આ શહેરો ક્યાં છે તથા તે કેટલે દૂર તથા શા માટે પ્રખ્યાત છે એ વિષે થોડું જ્ઞાન આપવું.

મદ્રાસ, અલાહાબાદ, દિલ્હી એવે મોટે સ્થળે જઈ શકાય છે. મુંબઈથી આગ્રા જવાની મોટી પાકી સડક આ વિભાગમાં થઈને જાય છે. આ સડક જુના વખતની છે, તોપણ હજુ સારી સ્થિતિમાં છે. જી. આઈ. પી. રેલવેનો એક ફાંટો ઉત્તર તરફ ખાનદેશ જિલ્લામાં જાય છે, અને બીજો ફાંટો દક્ષિણ તરફ પુના અને શોલાપુર જિલ્લામાં થઈ નિજામના રાજ્ય ભણી જાય છે.

**जिल्लाओः**–આ વિભાગમાં સાત જિલ્લાઓ છે. આપણા વિભાગના જિલ્લાઓ કરતાં આ વિભાગના જિલ્લા વિસ્તારમાં ઘણા મોટા છે. આપણો મોટામાં મોટો જિલ્લો અમદાવાદ આસરે ૩,૮૦૦ ચો. મા. છે, ત્યારે એનો નાનામાં નાનો જિલ્લો શોલાપુર આસરે ૪,૫૦૦ ચો. મા. છે. એ સાત જિલ્લાઓનાં નામ નીચે પ્રમાણે છે.–**पश्चिम खानदेश, पूर्व खानदेश, नाशक, अहमदनगर, पुना, सतारा,** અને **शोलापुर**. આ વિભાગના કમિશનરનું સદર સ્ટેશન પુના છે.

**पश्चिम खानदेश जिल्लोः**—અસલ ખાનદેશ જિલ્લો સુરત જિલ્લાથી લગભગ ૬½ગણો મોટો હતો, તેથી તેના હાલ બે વિભાગ કરવામાં આવ્યા છે. પશ્ચિમ તરફનો ભાગ પશ્ચિમ ખાનદેશ જિલ્લાને અને પૂર્વ તરફનો ભાગ પૂર્વ ખાનદેશ જિલ્લાને નામે ઓળખાય છે.

આ જિલ્લો સુરત જિલ્લાથી લગભગ સાડાત્રણગણો મોટો છે, પણ વસ્તી સુરત જિલ્લાથી પોણી છે. એમાં તાપી નદી પરનો પ્રદેશ રસાળ છે, પણ એનો ઉત્તરનો ભાગ ડુંગરાવાળો છે, અને તેમાં ભીલો રહે છે. **पींपळनेर** તરફ વરસાદ વધારે પડે છે, કારણ કે તે ભાગ પહાડોની નજદીક આવેલો છે. એમાં મુખ્ય પાક રૂ, બાજરી, ચણા, મઠ, અને તેલી બીઆં છે. અહીંના લોકોની મુખ્ય ભાષા મરાઠી છે. આ જિલ્લામાં વણજારા નામના લોક વસે છે, અને તેઓ અસલના વખતમાં અનાજ લાવવા લઈ જવાનો ધંધો

કરતા હતા, પણ હાલ આગગાડીને લીધે તેમનો ધંધો બંધ પડી ગયો છે, અને તેઓએ ખેતીનો ધંધો હાથમાં લીધો છે.

**મુખ્ય શહેરો:-**

**ધુળીઆ** (૩૦,૮૦૦) જિલ્લાનું મુખ્ય શહેર છે. ઇ. સ. ૧૮૧૮-માં અંગ્રેજોના હાથમાં આ ભાગ આવ્યો ત્યાંસુધી ધુળીઆ પ્રસિદ્ધિમાં આવ્યું નહોતું. એ હાલ અળસી તથા રૂના વેપારને માટે પ્રખ્યાત છે.

**નંદરબાર** (૧૧,૮૦૦) શહેર નંદગવળી નામના મુસલમાન સુલ્તાને વસાવ્યું હતું. રૂ, અળસી, ઘઉં, ચણા, અને રેસા તેલના વેપારનું એ મથક છે.

**પૂર્વ ખાનદેશ જિલ્લો:**—આ જિલ્લો સુરત જિલ્લાથી લગભગ ત્રણગણો મોટો છે, પણ એની વસ્તી સુરત જિલ્લાથી માત્ર દોઢગણી છે. એના ઉત્તરના ત્રણ તાલુકા ઓછી વસ્તીવાળા છે, કારણ કે ત્યાં ડુંગરો ઘણા છે, અને તે ડુંગરો પર ઘાડાં જંગલો છે. છેક દક્ષિણમાં અને પશ્ચિમ તરફ પણ ડુંગરો છે, પણ તે બાજુએ જંગલો નથી. એની હવા એકંદરે સારી છે, પણ ઉત્તરમાં ઉનાળામાં તાપ ઘણો પડે છે. આ ભાગમાં મુખ્ય પાક રૂ છે. ખેડવા લાયક જમીનના ૪૫ ટકા જેટલા ભાગ પર કપાસ રોપવામાં આવે છે. રૂથી ઉતરતો પાક જુવાર, બાજરી, ઘઉં, મગ, અડદ, તલ, અને અળસી છે.

**મુખ્ય શહેરો:-**

**જળગામ** (૧૭,૯૦૦) જિલ્લાનું મુખ્ય શહેર છે. રૂ, તલ તથા અળસીના વેપાર માટે આ શહેર પ્રખ્યાત છે.

**ભુસાવળ** (૧૮,૩૦૦) શહેર રેલવે જંક્શન છે. અહીંથી જી. આઈ. પી. નો એક ફાંટો જબલપોર થઈ અલાહાબાદ જાય છે, અને બીજો ફાંટો નાગપોર થઈ કલકત્તા જાય છે.

**નાશક જિલ્લો:**—આ જિલ્લો પશ્ચિમ અને પૂર્વ ખાનદેશ જિ-

લ્લાઓની દક્ષિણે આવેલો છે. આ જિલ્લો સુરત જિલ્લાથી લગભગ સાડાત્રણગણો મોટો છે, પણ વસ્તી સુરત જિલ્લાથી લગભગ સવાગણી છે. પશ્ચિમનાં થોડાં ગામ બાદ કરતાં આખો જિલ્લો દરીઆની સપાટીથી ૧,૩૦૦ થી ૨,૦૦૦ ફુટ ઉંચો છે. એના પૂર્વ તરફના ભાગમાં તાપ વિશેષ પડે છે, પણ વચલા ભાગની હવા ઘણીજ સારી છે. અહીં મુખ્ય પાક બાજરી, ઘઉં, તેલી બીઆં, રૂ, અને શેરડી છે. ડુંગરો તરફ ચોખા, જુવાર, અને નાગલી થાય છે. **ઈગતપુરી** (વિગતપુરી) આગળ થઈને થળઘાટને રસ્તે જી. આઈ. પી. રેલવે આ જિલ્લામાં દાખલ થાય છે. જી. આઈ. પી. રેલવેના બે ફાંટાને ઘોંડ મનમાડ સ્ટેટ રેલવે જોડે છે. એ રેલવેના એક નાકા ઉપર નાશક જિલ્લાનું મનમાડ સ્ટેશન છે, અને બીજે નાકે પુના જિલ્લાનું ઘોંડ સ્ટેશન છે. ચાંદવડ અને નાશક તાલુકામાં દ્રાક્ષ થાય છે. જ્યાં પાણીની વધારે સગવડ છે ત્યાં શેરડી, અંજીર, જમરૂખ, અને કેળાં થાય છે.

## મુખ્ય શહેરો:—

**નાશક** (૩૩,૪૦૦) શહેર નાશક રોડ સ્ટેશનથી ચાર માઇલ ઉપર ગોદાવરીના જમણા કિનારા પર આવેલું છે. આ ઘણું જુનું શહેર છે. નદીના ડાબા કિનારા પર પંચવટી નામનું પવિત્ર સ્થળ છે, અને તેમાં ઘણાં દેવાલયો છે. આ શહેર પુના જેટલીજ ઉંચાઈએ આવેલું છે, અને એની હવા ઘણી સારી ગણાય છે.

**દેવલાલી** નાશકના અગ્નિ ખુણા પર ચાર માઇલને છેટે હવા ખાવાનું સ્થળ છે. ત્યાંની હવા ઘણી સુકી છે.

**ત્ર્યંબક** ગામમાં સિંહસ્થ (સંઘસ) વર્ષમાં દર બાર વર્ષે જાત્રા ભરાય છે. અહીં ગોદાવરી નદીનું મૂળ છે તેથી કેટલાકો આ જાત્રાને ગોદાવરીની જાત્રા કહે છે.

**સિન્નર** (૬,૫૦૦) ગામમાં શેરડી, પાન, કેળાં, અને ડાંગર થાય છે. આ ગામ પણ આગળ લખેલા ગવળી રાજાએ વસાવેલું કહેવાય છે.

**अहमदनगर जिल्लो:**—નાશક જિલ્લાની દક્ષિણે આ જિલ્લો આવેલો છે. એ જિલ્લો સુરત જિલ્લાથી લગભગ ચારગણો મોટો છે, પણ વસ્તી સુરત જિલ્લાથી લગભગ દોઢગણી છે. આ જિલ્લામાં જે **जामखेड** તાલુકો છે તેની ચારે બાજુએ નિજામના રાજ્યનો મુલક આવેલો છે. એનો પશ્ચિમ તરફનો ભાગ ડુંગરાળ છે અને તેમાં **कळसुबाई** નામનું શિખર છે.એ શિખર આપણા પાવાગઢના ડુંગરથી બમણું ઉંચું છે, અને મહાબળેશ્વર કરતાં પણ વધારે ઉંચું છે. ડુંગરો ઉપર સામાન્ય રીતે ઝાડી નથી એમ કહી શકાય. એની હવા એકંદરે સારી છે. પશ્ચિમ તરફ પહાડોને લીધે વરસાદ વિશેષ છે. ગોદાવરી અને ભીમા નદીની ખીણમાં મુખ્ય પાક ઘઉં અને ચણા છે. આખા જિલ્લામાં જુવાર થાય છે, અને ઈશાન તરફ રૂ, બાજરી, શેરડી, અને પાન મુખ્ય પેદાશ છે. આ ભાગમાં મરાઠા (કણબી)ની વસ્તી વધારે છે, અને તેઓ બ્રાહ્મણ કરતાં શરીરે વધારે શામળા હોય છે.

**मुख्य शेहेरो:--**

**अहमदनगर** ( ૪૩,૦૦૦ ) જિલ્લાનું મુખ્ય શહેર સીના નદીના ડાબા કિનારા પર આવેલું છે. ઈ. સ. ૧૪૯૪માં અહમદ નિજામશાહે આ શહેર વસાવ્યું હતું. ઈ. સ. ૧૫૯૫માં અકબરના છોકરા મુરાદે આ શહેરને ઘેરો ઘાલ્યો હતો, ત્યારે ચાંદબીબીએ બહાદુરીથી આ શહેરનો બચાવ કર્યો હતો. એમાં મુસલમાની વખતની જોવા લાયક ઘણી મસીદો છે.

**खर्डा** ( ૭,૧૦૦ ) આગળ ઈ. સ. ૧૭૯૫માં મરાઠા અને નિજામ વચ્ચે લડાઈ થઈ હતી. તેમાં નિજામ હારી ગયો હતો. આ લડાઈ કુર્દલાની લડાઈ પણ કહેવાય છે.

**पुना जिल्लो:**—અહમદનગરની પશ્ચિમે અને દક્ષિણે આ જિલ્લો આવેલો છે. આ જિલ્લો સુરત જિલ્લાથી સવાત્રણગણો છે, પણ વસ્તી સુરત જિલ્લાથી દોઢી છે. પશ્ચિમ તરફ સહ્યાદ્રિના ઘણા ફાંટા આવેલા છે. એમાંના કેટલાક ડુંગરો ઉપર કિલ્લા અથવા

માતાનાં દહેરાં છે. આ જિલ્લામાં નાની નદીઓ ઘણી છે, અને તે પૂર્વમાં ભીમાને મળે છે. ઘાટ આગળના તાલુકાની હવા ભેજ-વાળી છે, પણ જેમ પૂર્વમાં જઈએ છીએ તેમ હવા કોરી હોય છે. પુના શહેરની હવા સારી હોવાથી ગવર્નર સાહેબ જૂન માસથી ચાર મહીના સુધી ત્યાં પોતાનો મુકામ રાખે છે. ડુંગર તરફ ડાંગર, ઘઉં, ચણા, શેરડી, અને ખરસાણીનો મુખ્ય પાક છે. મધ્ય ભાગમાં બાજરી, તેલી બીઆં, ઘઉં, અને શેરડી છે. પુના નજદીક દ્રાક્ષ, અંજીર, નારંગી વગેરે પુષ્કળ મેવો થાય છે. વળી આ જિલ્લામાં પિત્તળ અને રૂપાનાં વાસણ, માટીનાં રમકડાં, ખસના પંખા, અને રેશમી કાપડ બને છે.

## મુખ્ય શહેરોઃ--

**પુના** (૧,૫૮,૯૦૦) જિલ્લાનું મુખ્ય શહેર દરીઆની સપા-ટીથી ૧,૮૫૦ ફુટ ઉંચું છે. પેશ્વાના વખતમાં એમાં રાજધાની હતી. હાલ ગવર્નર સાહેબ ત્યાં ચોમાસામાં રહે છે. ત્યાં ઉંચી કેળ-વણી સારૂ બે મહાવિદ્યાલય અને એક ઇજનેરી કળાનું જ્ઞાન આપવા મહાવિદ્યાલય છે. ગવર્નર સાહેબનો દરબાર હૉલ, પર્વતી ડુંગર વગેરે જોવા લાયક ઘણી જગાઓ છે.

**ખડકી** ( ૧૪,૦૦૦ ) હવેલી તાલુકામાં પુનાથી ચાર ગાઉ ઉપર ગામ છે. અહીં જ્યારે ઇ. સ. ૧૮૧૭માં અંગ્રેજ અને પેશ્વા વચ્ચે લડાઈ હતી, ત્યારે પર્વતીના ડુંગર પરથી પેશ્વાએ લડાઈ જોઈ હતી. હાલ અહીં અંગ્રેજી લશ્કરની છાવણી છે.

**લોણાવલા** બોરઘાટ પર હવા ખાવાનું સ્થળ છે. ત્યાંથી થોડે દૂર ડુંગરમાંથી કોતરી કાઢેલી જુની ગુફાઓ છે.

**સતારા જિલ્લોઃ**--પુના જિલ્લાની દક્ષિણે સતારા જિલ્લો આવેલો છે, પણ પુના અને આ જિલ્લા વચ્ચે ફલટણ અને ભોર એવાં બે દેશી સંસ્થાન આવેલાં છે. આ જિલ્લો સુરત જિલ્લાથી ત્રણગણો મોટો છે, પણ વસ્તી સુરત જિલ્લાથી લગભગ બમણી છે. એ પહાડી મુલક છે, છતાં મધ્ય ભાગ ઘણો રસાળ છે. વાયવ્યમાં

**મહાબળેશ્વર** શિખર (૫,૦૦૦ ફુટ) ઉંચું છે. પશ્ચિમ તરફનાં જંગલોમાં સુખડ, આંબા, ફણસ, વાંસ વગેરે થાય છે. એની હવા એકંદરે સારી છે, પણ પશ્ચિમ તરફ અતિશય વરસાદ પડે છે. મોન્સુન* (મોસમનો) પવન સહ્યાદ્રિને બરાબર કાટખુણે અડકે છે, તેથી આ ભાગમાં પુષ્કળ વરસાદ પડે છે. **મુખ્ય પાક** ડુંગરમાં ડાંગર, મધ્ય ભાગમાં જુવાર અને બાજરી, અને પૂર્વ ભાગમાં બાજરી છે. મહાબળેશ્વર પર બટાટા અને તમાકુ થાય છે. શિવાજીનું માવલા લશ્કર આ જિલ્લાના ડુંગરો પર રહેનાર મરાઠાનું હતું.

## જાણવા લાયક સ્થળો:—

**સતારા** (૧૯,૧૦૦) જિલ્લાનું મુખ્ય શહેર દરીઆની સપાટીથી ૨,૩૨૦ ફુટ ઉંચું છે. આ શહેરને સત્તર કોટ, બુરજ, અને દરવાજા હતા, તે પરથી તેનું નામ સતારા પડયું છે. અહીં શિવાજીના વંશના રાજ્યકર્ત્તા રહેતા હતા, પણ ઇ. સ. ૧૮૪૮માં છેલ્લા રાજાને વારસ નહિ હોવાથી રાજ્ય ખાલસા કરવામાં આવ્યું હતું.

**મહાબળેશ્વર** જાવલી તાલુકામાં ૫,૦૦૦ ફુટ ઉંચું હવા ખાવાનું સ્થળ છે. ઇ. સ ૧૮૨૮માં મુંબઈના ગવર્નર સર જૉન માલ્કમે સતારાના રાજા પાસેથી બીજાં ગામો આપી આ શિખર લીધું હતું. એ ગવર્નરના નામ ઉપરથી ત્યાં હજુ એક ગામડાનું નામ માલ્કમ પેઠ છે. સધર્ન મરાઠા રેલવેના વડાર સ્ટેશનથી તે ૪૦ માઇલ પર આવેલું છે. પુનેથી પગ રસ્તે પણ ત્યાં જવાય છે, અને તે રસ્તો એવો સારો છે કે મોટારકારમાં બેસી તે પર થઈ મહાબળેશ્વર જવાય છે.

**શોલાપુર જિલ્લો:**—સતારાની પૂર્વે શોલાપુર જિલ્લો આવેલો છે. આ જિલ્લાના બાર્સી તાલુકાની આજુબાજુ નિજામનો મુલક આવેલો છે. એનું ક્ષેત્રફળ સુરત જિલ્લાથી લગભગ ત્રણગણું છે, પણ વસ્તી સુરત જિલ્લાથી સહેજ વધારે છે. આ જિલ્લો લગભગ

---

* એપ્રિલથી જે નૈઋત્યનો ભેજવાળો પવન વાય છે તેને મૉન્સુન (મોસમનો) પવન કહે છે.

સપાટ છે. આ જિલ્લામાં તાપ વિશેષ પડે છે, પણ હવા એકંદરે તંદુરસ્ત છે. એનો મુખ્ય પાક જુવાર છે, આ ઉપરાંત ઘઉં, રૂ, બાજરી, અને તેલી બીઆં પણ થાય છે. મોટાં ગામોમાં લોકો વણવાનો ધંધો કરે છે. જિલ્લાના દક્ષિણ ભાગમાં કાનડી ભાષા બોલાય છે. જી. આઈ. પી. રેલવે આ જિલ્લામાં થઈ નિઝામના મુલકમાં જાય છે, અને તે રસ્તે મદ્રાસ જવાય છે.

### મુખ્ય શહેરો.

**શોલાપુર** ( ૬૧,૩૦૦ ) જિલ્લાનું મુખ્ય શહેર દરીઆની સપાટીથી ૧,૮૦૦ ફુટ ઉંચું છે. શહેરના નૈર્ઋત્ય ખુણા પરનો મોટો કિલ્લો બ્રાહ્મણી વંશના સ્થાપનાર હસન ગંગુએ બંધાવ્યો હતો. અહીં દેશી લુગડાં સારાં બને છે અને વળી શહેરમાં કાંતવા અને વણવાની મિલો છે.

**બાર્સી** (૧૮,૦૦૦) ગામ બાર્સી તાલુકાનું મુખ્ય ગામ છે. ત્યાં કપાસ અને તેલી બીઆંનો વેપાર મુખ્ય છે.

**પંઢરપુર** ( ૨૮,૫૦૦ ) ભીમા નદી પર પંઢરી વિઠોબાની મોટી જાત્રાનું સ્થળ છે. ત્યાં તપખીર, અગરબત્તી, કંકુ, અને દાળીઆ સારાં મળે છે. પંઢરપુર સુધી રેલવે જાય છે.

## નાનાં દેશી રાજ્યો.

**મહેવાસી પરગણાંઃ**—આ પ્રદેશ પશ્ચિમ ખાનદેશ જિલ્લાની વાયવ્યમાં નર્મદા અને તાપી નદીઓની વચ્ચે છે. આ મુલક સુરત જિલ્લાથી લગભગ દોઢગણો છે. મુખ્ય પાક મહુડાં, મધ, લાખ, અને ઇમારતી લાકડાં છે. એમાં મુખ્યત્વે કરીને ભીલ લોકોની વસ્તી છે. આ પરગણાં નાનાં નાનાં છે.

**સુરગાણાનો મુલકઃ**—સહ્યાદ્રિની પશ્ચિમે અને ડાંગની દક્ષિણે છે. આ સંસ્થાન ખંભાત જેવડું છે. પણ મુલક તદન પહાડી છે. મુખ્ય પાક ડાંગર, નાગલી, અને ઇમારતી લાકડું છે. એ મુલક પર હિંદુ રાજા રાજ્ય કરે છે, અને તે નાશકના કલેક્ટરની દેખરેખ નીચે છે.

## सतारा जागीर.

આ નીચે લખેલી જાગીરો સતારા જાગીર નામે ઓળખાય છે, કારણ કે તે બધી એક વખતે સતારાના રાજાને તાબે હતી.

**भोरः**—પુના જિલ્લાની દક્ષિણે આવેલું આ સંસ્થાન પંતસચીવ નામના બ્રાહ્મણ જાગીરદારનું છે. એ સંસ્થાન લગભગ ભરૂચ જિલ્લા જેવડું છે, પણ મુલક ડુંગરાળ છે. મુખ્ય પાક ડાંગર, તલ, અને નાગલી છે. પુના જિલ્લાના કલેક્ટર આ સંસ્થાનના પોલિટિકલ એજંટ છે.

**औंधः**—આ સંસ્થાન સતારા અને શોલાપુર જિલ્લા વચ્ચે છે, અને તે ખંભાતના રાજ્યથી સવાગણું છે. એના રાજા બ્રાહ્મણ છે, અને તે પંત પ્રતિનિધિ કહેવાય છે. આ સંસ્થાનના પોલિટિકલ એજંટ સતારાના કલેક્ટર છે.

**फलटणः**—સતારા જિલ્લાથી ઉત્તરે આવેલું છે. આ નાનું સંસ્થાન ખંભાતથી સહેજ મોટું છે. રાજા રજપુત સરદાર છે, અને તે નિંબાળકર નામે ઓળખાય છે. એનો મુખ્ય પાક જુવાર, ચણા, તેલી બીઆં, અને સાગનું લાકડું છે. એમાં પત્થરની મૂર્તિઓ સારી કોતરવામાં આવે છે. આ સંસ્થાન પણ સતારાના કલેક્ટરની દેખરેખ નીચે છે.

**अकलकोट संस्थानः**—આ સંસ્થાન શોલાપુર જિલ્લાની અગ્નિ કોણમાં આવેલું છે, અને ખંભાતના રાજ્યથી લગભગ દોઢું છે. ત્યાંનો રાજા ભોંસલે કુટુંબનો છે. એ રાજ્યની હવા ઠંડી અને ઘણી સારી છે. એની મુખ્ય પેદાશ જુવાર, ડાંગર, શેરડી, ચણા, અને ઘઉં છે. આ રાજ્યના પોલિટિકલ એજંટ શોલાપુરના કલેક્ટર છે.

---

## दक्षिण विभाग.

મધ્ય વિભાગની દક્ષિણનો ભાગ તથા સહ્યાદ્રિ અને અરબી સમુદ્ર વચ્ચેના બે જિલ્લા (રત્નાગિરિ અને કોલાબા) **दक्षिण**

**વિભાગ** નામે ઓળખાય છે. આ વિભાગમાંથી પણ પશ્ચિમમાં જવાના ઘણા ઘાટો છે. બેલગામ જિલ્લામાંથી પશ્ચિમમાં જવાની રેલવેનું નામ **વેસ્ટ ઇંડિઆ પોર્તુગીઝ રેલવે** છે, અને **લોંઢા** જંક્‌શનથી શરૂ થઈ **માર્મગોવા**ના બંદર સુધી જાય છે.

## કુદરતી રચના, વિસ્તાર, અને આબોહવા:—

આ વિભાગ આપણા ઉત્તર વિભાગથી લગભગ બમણો છે, આપણો ઉત્તર વિભાગ સપાટ અને નીચો પ્રદેશ છે, આ વિભાગ ઉચ્ચ પ્રદેશ છે. આ વિભાગમાં મધ્ય વિભાગ જેટલા ડુંગર નથી. એમાં વિસ્તીર્ણ મેદાનો, કાળી ભૂમિ, અને ખેડાણ લાયક જમીન છે. ગામોનાં નામ પરથીજ માલમ પડે છે કે આ વિભાગ મધ્ય વિભાગથી કંઈક જુદો છે, કારણ કે ગામોનાં નામ કાનડી ભાષાનાં લાગે છે. એના પશ્ચિમ તરફના બે જિલ્લા પહાડી છે, અને તેમાં પત્થરની જમીન છે. પૂર્વ જિલ્લાની હવા મધ્ય વિભાગની હવાને મળતી આવે છે, પણ પશ્ચિમ જિલ્લામાં પુષ્કળ વરસાદ પડે છે અને હવા ભેજવાળી છે.

**પહાડો:**—આ વિભાગમાં સહ્યાદ્રિ ઉત્તર દક્ષિણ આવેલો છે, અને તે એના પૂર્વ પશ્ચિમ એવા બે ભાગ કરે છે.

**નદીઓ:—ભીમા** અને **કૃષ્ણા** આ વિભાગમાં બે મોટી નદીઓ છે. એ સિવાય નાની નદીઓ **દ્રોણ** બિજાપુર જિલ્લામાં, **ઘટપ્રભા** અને **મલપ્રભા** બેલગામ જિલ્લામાં, અને **તુંગભદ્રા** ધારવાડ જિલ્લામાં છે. આ બધી નદીઓ સહ્યાદ્રિની પૂર્વમાં વહે છે. સહ્યાદ્રિની પશ્ચિમની નદીઓ નાની છે, અને તેનો માર્ગ નાનો હોવાને લીધે તેઓ ઝડપથી વહેતા પાણીના વહેળા જેવી છે. એમાં **શિરાવતી** (કાનડા જિલ્લો) મુખ્ય છે, અને તે અરબી સમુદ્રમાં પડે છે. એ નદીમાં ગેરસપ્પાનો ધોધ જોવા લાયક છે.

**જંગલો:**—કાનડા જિલ્લાના જંગલમાં સાગ અને સીસમ થાય છે, અને એ સાગ ઘણો વખણાય છે. રત્નાગિરિ જિલ્લામાં બાણકોટની ખાડી ઉપર ઘાડું જંગલ છે, અને ત્યાં સીસમ, તમન,

વાંસ, અને ખેરનાં ઝાડ પુષ્કળ છે. આ જિલ્લામાં ઝેરી સાપ ઘણા છે. બેલગામ જિલ્લામાં પણ સહ્યાદ્રિ તરફ ઘાડાં જંગલ છે.

**વસ્તી**--આ વિભાગમાં વસ્તી ઉત્તર વિભાગથી લગભગ દોઢી છે. પૂર્વના જિલ્લામાં બ્રાહ્મણો અને થોડા લોક મરાઠી ભાષા બોલે છે, બાકીના બધા લોકો કાનડી ભાષા બોલે છે. આ વિભાગના એક જાતના લોક લિંગાયત કહેવાય છે, અને તેઓ શૈવ ધર્મ પાળે છે, તોપણ બ્રાહ્મણને પૂજ્ય ગણતા નથી. રત્નાગિરિ તથા કાનડા જિલ્લા તરફ દેશી ખ્રિસ્તીની વસ્તી વધારે છે. કોલાબા જિલ્લામાં યાહુદીની વસ્તી જોવામાં આવે છે. યાહુદી લોકો મરાઠી ભાષા બોલે છે, અને તેમની સ્ત્રીઓનો પહેરવેશ ઘણે ભાગે દક્ષિણી સ્ત્રીઓના પહેરવેશને મળતો આવે છે.

**ખેતી અને ઉદ્યોગઃ**--દરીઆકિનારા પરના જિલ્લાઓમાં અતિશય વરસાદને લીધે મુખ્ય પાક ડાંગર છે. વળી એ ભાગ દરીઆકિનારા પર હોવાને લીધે નાળિએર અને સોપારી પણ અહીં થાય છે. એ ઉપરાંત નાગલી, વરી, કોદરા, ચણા, અને તુવેર થાય છે. પૂર્વ તરફના જિલ્લામાં મુખ્ય પાક જુવાર, બાજરી, ઘઉં, ચણા, કપાસ, દીવેલી, અળસી, તલ, કોસંબ, અને મરચાં છે. કાનડા જિલ્લામાં એલચી થાય છે. કાથાનાં દોરડાં વણવાનો, સાદડી ગુંથવાનો, કાચની બંગડી બનાવવાનો, દેશી કાપડ વણવાનો, અને તેલ કાઢવાનો, એ ધંધા મુખ્ય છે. રત્નાગિરિ જિલ્લાના કેટલાક લોક લશ્કરમાં સિપાઈની નોકરીએ જાય છે.

**વેપારઃ**--કાંઠા પર આવેલાં ગામડાંના માછીઓ જથાબંધ માછલાં બહાર ગામ મોકલે છે. કોલાબા જિલ્લામાં જે મીઠું પાકે છે તે દક્ષિણમાં મદ્રાસ તરફ મોકલવામાં આવે છે. પશ્ચિમ ભાગમાં **અલીબાગ, રત્નાગિરિ, માલવણ, વેંગુર્લા, કારવાર, અંકોલ, કુમટા,** અને **હોનાવર** બંદરો છે, પણ એ બધામાં સૌથી મોટું કારવારનું બંદર છે. અહીંથી ચોખા, રૂ, સાગ, નાળિએર, કોપરેલ, મીઠું, વહેરેલાં પાટીઆં, સુખડનું કોતરેલું કામ બહાર ગામ મોકલી આપવામાં

આવે છે. પૂર્વ ભાગમાં સધર્ન મરાઠા રેલ્વેના બે ફાંટા આવેલા છે, અને તે મારફતે અનાજ, તેલી બીઆં, અને કપાસ બહાર ગામ જાય છે.

**ખનીજો:**--કીમતી ખનીજો આ વિભાગમાંથી નીકળે છે. ધારવાડ જિલ્લામાંથી સોનું, રૂપું, લોખંડ, તાંબું વગેરે કાચી ધાતુ ડુંગરોમાંથી નીકળી આવે છે. જુના વખતમાં આ જિલ્લામાંથી સોનું ઘણું નીકળતું હતું, અને હાલ પણ ડુંગરામાંથી અને નદીની રેતીમાંથી સોનું નીકળે છે.

**જિલ્લાઓ:**--આ વિભાગમાં આપણા વિભાગની માફક છ જિલ્લાઓ છે, **બિજાપુર, બેલગામ, ધારવાડ, કાનડા, રત્નાગિરિ,** અને **કોલાબા** છે. એમાં સૌથી મોટામાં મોટો જિલ્લો બિજાપુર અને નાનામાં નાનો જિલ્લો કોલાબા છે. આ વિભાગનો કમિશનર બેલગામમાં રહે છે.

**બિજાપુર જિલ્લો:**--મધ્ય વિભાગના શોલાપુર જિલ્લાની દક્ષિણે આ જિલ્લો આવેલો છે. અસલ એ કલાદગી જિલ્લો કહેવાતો હતો, પણ ઇ. સ. ૧૮૮૫માં મુખ્ય સ્થળ કલાદગી બદલી બિજાપુર રાખવામાં આવ્યું ત્યારથી એ બિજાપુર જિલ્લા નામે ઓળખાય છે. આ જિલ્લો સુરત જિલ્લાથી સાડાત્રણગણો મોટો છે, પણ વસ્તી સુરત જિલ્લાથી આસરે સવાગણી છે. ઉત્તરનો ભાગ ઝાડ વગરનો ઉચ્ચ પ્રદેશ છે; પણ તેમાંની ખીણો ફળદ્રુપ છે. ક્રૃષ્ણા નદીની ખીણ કાળી ફળદ્રુપ જમીનનો પ્રદેશ છે. એની હવા કોરી અને તંદુરસ્ત છે, પણ અહીં વરસાદ નિયમિત નથી. એનો મુખ્ય પાક ઉત્તરમાં જુવાર, બાજરી, ઘઉં, કપાસ, તલ, અળસી, અને કોસંબી છે, અને મધ્યમાં કપાસ મુખ્ય પાક છે. લોકોનો મુખ્ય ખોરાક જુવાર છે. આ જિલ્લામાંથી સ્લેટના પત્થર અને લોખંડની કાંકરી નીકળે છે.

**મુખ્ય શહેરો:**—

**બિજાપુર** (૨૭,૬૦૦) જિલ્લાનું મુખ્ય શહેર દરીઆની સપાટીથી ૧૯૫૦ ફુટ ઉંચું છે. મુસલમાની રાજ્યની એ રાજ-

ધાની હોવાને લીધે ત્યાં ઘણાં જોવા લાયક જુનાં મકાનો છે. તેમાં સુલતાન મહમદનો રોજો ઘણોજ સુંદર છે. રોજાના ઘુમટનો વ્યાસ ૧૨૪ ફુટ, અંદરના ભાગથી ઉંચાઈ ૧૭૫ ફુટ, બહારના ભાગથી ઉંચાઈ ૧૯૮ ફુટ અને જાડાઈ ૧૦ ફુટ છે. પૃથ્વી ઉપરનો મોટામાં મોટો ઘુમટ આ છે. વળી ત્યાં "મલિકે મેદાન" નામની ૨૮ ઇંચ વ્યાસની તોપ છે.

**તાલિકોટ** (૬,૭૦૦) ગામથી ૩૦ માઇલ પર દક્ષિણના મુસલમાન રાજાઓ અને વિજયનગરના હિંદુ રાજા વચ્ચે ઇ. સ. ૧૫૬૫માં મોટી લડાઈ થઈ હતી તેમાં વિજયનગરનો રાજા હાર્યો હતો, અને તેનું રાજ્ય નાશ પામ્યું હતું.

**બેલગામ જિલ્લો:**--બિજાપુર જિલ્લાની પશ્ચિમે આ જિલ્લો આવેલો છે, અને એની ત્રણે બાજુ નાનાં દેશી રાજ્યો આવેલાં છે. આ જિલ્લો સુરત જિલ્લાથી લગભગ ત્રણગણો છે, પણ વસ્તી સુરત જિલ્લાથી દોઢી છે. આ જિલ્લાનો પશ્ચિમ અને દક્ષિણ ભાગ ઘણોજ ઉંચો છે. એમાં પશ્ચિમ તરફની હવા સારી છે, અને પૂર્વ તરફ તાપ પડે છે, પણ હવા રોગિષ્ઠ નથી. એનો મુખ્ય પાક જુવાર, કપાસ, ઘઉં, અને શેરડી છે. એ સિવાય તમાકુ, શણ, અને તેલી બીઆં પણ થાય છે.

**બેલગામ** (૪૨,૬૦૦) જિલ્લાનું અને વિભાગનું મુખ્ય શહેર છે. એમાં લશ્કરની છાવણી પણ છે. એનું નામ "વેણુગ્રામ" છે, કારણ કે અહીં વાંસ પુષ્કળ થાય છે. (વેણુ=વાંસ).

**ગોકાક** (૭,૩૦૦) ગામમાં રમકડાં સારાં બને છે. અહીં હલકા કાગળ પણ બને છે. ઘટપ્રભાનો ધોધ જોવા લાયક છે.

**અથણી** (૧૩,૮૦૦) ગામમાંથી ધાબળા અને સુરોખાર બહાર ગામ મોકલવામાં આવે છે. કિનારા પરથી ડાંગર, નાળિએર, અને સુકાં માછલાં અહીં આવે છે.

---

**ધારવાડ જિલ્લો:**--આ જિલ્લો બિજાપુર જિલ્લાની છેક દક્ષિણે અને મદ્રાસ ઇલાકાની સરહદની લગોલગ છે. આ જિલ્લો સુરત

જિલ્લાથી લગભગ ત્રણગણો મોટો છે, પણ વસ્તી સુરત જિલ્લા-થી લગભગ બમણી છે. એની પશ્ચિમ તરફની જમીન ઉંચી અને પહાડી છે, અને પૂર્વ તરફની જમીન સપાટ છે. આ ભાગમાં વરસાદ નિયમિત નથી. એના મધ્ય ભાગની હવા ઘણીજ સારી છે. અહીં મુખ્ય પાક જુવાર, બાજરી, ઘઉં, કપાસ, તેલી બીઆં, શેરડી, ડાંગર, અને મરચાં છે. આ ભાગમાંથી કીમતી ખનીજો જેવાં કે સોનું, રૂપું, તાંબું વગેરે નીકળે છે. કેટલાંક ચિહ્નો પરથી એવું માલમ પડે છે કે આ જિલ્લામાં આગળ લોઢું ગાળવામાં આવતું હતું.

**मुख्य शहेरो:--**

**धारवाड** (૩૦,૩૦૦) જિલ્લાનું મુખ્ય શહેર છે. એ શહેરનો કિલ્લો ઇ. સ. ૧૪૦૩માં ધાર રાવ નામના અમલદારે બંધાવેલો કહેવાય છે.

**हुबळी** (૬૧,૪૦૦) શહેર આ જિલ્લામાં વેપારનું મુખ્ય સ્થળ છે. સુતરાઉ અને રેશમી કાપડ, તાંબાનાં વાસણ, અનાજ, અને મીઠું વેપારની મુખ્ય ચીજો છે.

---

**कानडा जिल्लो:**--ઇ. સ. ૧૮૬૧માં મદ્રાસ સરકારે આ જિલ્લો મુંબઈ સરકારને હવાલે કર્યો હતો. આ જિલ્લો ધારવાડની પશ્ચિમે છે, અને મ્હૈસુરની સરહદને અડકે છે. આ જિલ્લો સુરત જિલ્લાથી અઢીગણો છે, પણ વસ્તી સુરત જિલ્લાથી પોણી છે. આ જિલ્લામાં સહ્યાદ્રિ ઉત્તર દક્ષિણ મધ્યમાં આવેલો છે. દરીઆકિનારો કેટલીક જગાએ રેતીવાળો અને કેટલીક જગા પર ખડકનો છે, અને તે નિચાણનો પ્રદેશ છે. દરીઆકિનારા પર પુષ્કળ વરસાદ પડે છે, પણ જેમ જેમ પૂર્વમાં જઈએ છીએ તેમ તેમ વરસાદ ઓછો થતો જાય છે. દરીઆકિનારાની હવા ભેજવાળી છે, પરંતુ તંદુરસ્ત છે. આ જિલ્લાનો મુખ્ય પાક ડાંગર છે, પણ એ ઉપરાંત એલચી, નાળિએર, સોપારી, શેરડી, કાસંબ,

અને મરી ત્યાં થાય છે. પૂર્વના ઉચ્ચ પ્રદેશની બાગાયાત પેદાશ પીપર, એલચી, આદું, કેળાં, નારંગી, લીંબુ વગેરે છે. એ બાજુએ ફણુસ, આંબા, અને પાન પણ પુષ્કળ થાય છે.

**મુખ્ય શહેરો:--**

**कारवार** (૧૮,૧૦૦) જિલ્લાનું મુખ્ય શહેર અને બંદર છે. એ બંદરમાં ચોમાસામાં વહાણો રહી શકે છે. ઇ. સ. ૧૬૭૪માં શિવાજીએ એ શહેર બાળી નાખ્યું હતું.

**होनावर** ( ૭,૩૦૦ ) બંદરેથી ગેરસપ્પાનો ધોધ જોવા જવાય છે.

**गोकर्ण** (૮,૫૦૦) જાત્રાનું ધામ છે. શિવનું દહેરું દ્રાવિડ પદ્ધતિ પર બાંધેલું છે. શિવે રાવણને જે બાણ આપ્યું હતું, તે આ દહેરામાં છે એમ કહેવાય છે.

---

**रत्नागिरि जिल्लो:**--આ જિલ્લો કાનડાથી ઉત્તરે દરીઆ-કિનારા પર આવેલો છે. એની અને કાનડા જિલ્લાની વચ્ચે ફિરંગીનો મુલક ( ગોવા ) આવેલો છે. આ જિલ્લો અમદાવાદ જિલ્લાથી સહેજ મોટો છે, પણ વસ્તી અમદાવાદ જિલ્લાથી દોઢી છે. સામાન્ય રીતે જોતાં તે ખડકવાળો અને ખડબચડો છે, કારણ કે એમાં ડુંગરો ઘણા છે. સહ્યાદ્રિ આ જિલ્લામાં કિનારાને સમાન્તરે ( ૩૦થી ૪૫ માઇલને અંતરે ) આવેલો છે, એટલે આ જિલ્લો સાંકડો પટી જેવો છે. એકંદરે એની હવા સારી છે, પણ વરસાદ બહુ પડે છે. આ જિલ્લાના *दापोली, खेड, संगमेश्वर, અને राजापुर ગામમાં ઉના પાણીના ઝરા છે. અહીંનો મુખ્ય પાક ડાંગર, નાગલી, કોદરા, સોપારી, અને નાળિએર છે. સહ્યાદ્રિની બીજી બાજુ પરથી આવેલું અનાજ, કપાસ વગેરે આ જિલ્લાના બંદરેથી બહાર ગામ મોકલવામાં આવે છે.

* આપણા વિભાગમાં ક્યાં ક્યાં ઉના પાણીના ઝરા છે તે શિક્ષકે કહેવું.

**मुख्य शहेरो:--**

**रत्नागिरि** (૧૫,૯૦૦) જિલ્લાનું મુખ્ય ગામ દરીઆ પર આવેલું છે.

**मालवण** ( ૨૨,૦૦૦ ) બંદર છે. આ બંદરમાંના એક ટાપુ પર સિંહદુર્ગ નામે મોટો કિલ્લો હતો, અને તે ચાંચીઆઓનું આશ્રમસ્થાન હતું.

**वेंगुर्ला** (૧૭,૩૦૦) બંદરેથી બેલગામ જિલ્લાનો બધો માલ ચઢે છે. અહીં કાજુ પુષ્કળ થાય છે.

**कोलाबा जिल्लो:**—રત્નાગિરિની ઉત્તરે દરીઆ પર આ જિલ્લો આવેલો છે. એનું ક્ષેત્રફળ ભરૂચ જિલ્લાથી દોઢું છે, પણ વસ્તી ભરૂચ જિલ્લાથી બમણી છે. આ જિલ્લો આપણા થાણા જિલ્લાને ઘણી રીતે મળતો આવે છે. બંને જિલ્લા દરીઆ પર છે; બંનેની પૂર્વે સહ્યાદ્રિ છે, બંને જિલ્લામાં વરસાદ વધારે પડે છે; બંને જિલ્લા પહાડી છે; બંને જિલ્લાના કિનારા પર ખાડીઓ પુષ્કળ છે, અને બંને જિલ્લાનો મુખ્ય પાક ડાંગર છે. કિનારાથી ઘાટ તરફ જઈએ છીએ તેમ વરસાદ વધારે પડે છે. એનો મુખ્ય પાક ડાંગર છે. તે ઉપરાંત કોદરા અને થોડું કઠોળ થાય છે. બીજી પેદાશ કાથાનાં દોરડાં, મીઠું, અને માછલાં છે.

**मुख्य शहेरो:—**

**अलीबाग** (૩,૫૦૦) જિલ્લાનું મુખ્ય ગામ અને બંદર છે. અલી નામના મુસલમાને ત્યાં ઘણા કુવા બંધાવી આપ્યા હતા, તે પરથી એનું નામ અલીબાગ પડ્યું છે.

**उरण** ( ૮,૭૦૦ ) મુંબઈના કર્નાક બંદરથી ૬ માઇલ પર આવેલું છે. ત્યાં દારૂ ગાળવાની ઘણી ભઠ્ઠી છે.

**महाड** ( ૭,૨૦૦)ની વાયવ્યમાં બે માઇલ પર બૌદ્ધ લોકોની જોવા લાયક ગુફાઓ છે.

**मेथेरान** સહ્યાદ્રિનું શિખર આપણા પાવાગઢ જેટલું ઉંચું છે. ગરમીના દિવસમાં ત્યાં લોકો જઈને રહે છે. મુંબઈથી ૫૦

માઇલને છેટે **નેરળનું** સ્ટેશન છે, ત્યાંથી એ શિખર પર રેલવે મારફતે હાલ જવાય છે.

**ચેઉલ** (૭,૦૦૦)નાં જુનાં નામ ચંપાવતી અને રેવતી ક્ષેત્ર છે. આ જગાનાં પાન ગુજરાતમાં આવે છે, અને તે ચેવલી પાન કહેવાય છે. અહીં વળી રેશમી કાપડ બને છે.

---

## દેશી રાજ્યો.

---

### કોલ્હાપુર.

દક્ષિણ વિભાગમાં કોલ્હાપુર મોટું દેશી રાજ્ય છે, અને તે બેલગામ અને રત્નાગિરિ જિલ્લાની વચ્ચે આવેલું છે. એ ભરૂચ જિલ્લાથી બેવડું છે, અને એની વસ્તી ભરૂચ જિલ્લાની વસ્તીથી આસરે ત્રણગણી છે. પશ્ચિમમાં સહ્યાદ્રિના ડુંગરો પર ઘાડાં જંગલો છે, અને તેમાં સાગ થાય છે. જેમ જેમ પૂર્વમાં જઈએ તેમ તેમ વધારે ફળદ્રુપ મુલક આવે છે. એ રાજ્યમાં મુખ્ય પાક ડાંગર, જુવાર, શેરડી, તમાકુ, રૂ, મરચાં, અને તેલી બીઆં છે. સુતર અને ઊનનું જાડું વણાટકામ, અને માટીનાં વાસણ અહીં બને છે.

શિવાજીના વંશની વડી શાખાનું રાજ્ય સતારામાં હતું, અને નાની શાખાનું રાજ્ય કોલ્હાપુરમાં હતું, જે હજુ ચાલે છે. એની રાજધાની **કોલ્હાપુર** (૪૮,૧૦૦) છે. રાજાને સલાહ આપવાને ત્યાં એક પોલિટિકલ એજન્ટ રહે છે.

### દક્ષિણ મરાઠા જાગીર.

નીચે લખેલી જાગીરો દક્ષિણ મરાઠા જાગીર નામે ઓળખાય છે, અને તે કોલ્હાપુરના પોલિટિકલ એજન્ટના તાબામાં છે.

**સાંગલી, મીરજ વડીશાખા અને નાની શાખા**, અને **કુરુંદવાડ વડી શાખા અને નાની શાખા**, આ પાંચ જાગીર કોલ્હાપુરની ઈશાનમાં અને **જમખિંડી** જાગીર બેલગામની પૂર્વે છે.

આ ૭ જાગીર પટવર્ધન નામના બ્રાહ્મણના વંશમાં છે. એ ૭ની મુખ્ય પેદાશ જુવાર, ઘઉં, ચણા, અને ડાંગર છે. **સાંગલી**

ખંભાતથી ત્રણગણું, જમખિંડી ખંભાતથી દોઢું, મીરજની દરેક શાખા લગભગ ખંભાતના રાજ્ય જેવડીજ, અને બાકીની બે જાગીરો નાની છે. મીરજમાં સારંગી, તંબુરા વગેરે વાજિંત્રો સારાં બને છે. સાંગલી સંસ્થાનનાં ગામો ઘણાં વીખરાએલાં છે. એક ગામ **મંગળવેઢ** શોલાપુરની દક્ષિણે અને બીજું **શીરહટ્ટી** ધારવાડમાં છે.

**મુધોળની** જાગીર બેલગામની પૂર્વે ખંભાતના રાજ્ય જેવડી છે. આ મુલક ખુલ્લો છે અને એમાં કોઈ મોટો પહાડ નથી. એની મુખ્ય પેદાશ જુવાર, ઘઉં, ચણા, અને રૂ છે. આ જાગીર ભોંસલે વંશના ઘોરપડેના કુળમાં છે.

**રામદુર્ગ** નામની નાની જાગીર બેલગામની પૂર્વે આવેલી છે. તેનો જાગીરદાર ભાવે વંશનો બ્રાહ્મણ છે.

## બીજાં નાનાં રાજ્યો.

**જત અને ડફળાપુરઃ**—આ બે જાગીર બેલગામની ઉત્તરે છે. જતનું ક્ષેત્રફળ ૮૮૪ ચો. મા. અને ડફળાપુરનું ક્ષેત્રફળ ફક્ત ૯૪ ચો. માઇલ છે. એનો મુખ્ય પાક બાજરી, જુવાર, રૂ, ઘઉં, ચણા, અને કોસંબ છે. આ જાગીરોના સરદાર મરાઠા જાતના છે. ડફળાપુર જત જાગીરનો એક ભાગ છે, અને છેલ્લા જાગીરદારની વિધવાના મરણ પછી જત જાગીરમાં જોડી દેવામાં આવશે. આ સંસ્થાનમાં સુરોખાર અને લોઢું જડે છે. આ સંસ્થાન બિજાપુરના કલેક્ટરના હાથ નીચે છે.

**સાવનુરઃ**—આ નાનું મુસલમાની રાજ્ય ધારવાડ જિલ્લામાં આવ્યું છે, અને એના પોલિટિકલ એજન્ટ ધારવાડના કલેક્ટર છે. એનું ક્ષેત્રફળ ૭૦ ચો. મા. છે. મુખ્ય પેદાશ ડાંગર, જુવાર, અને ઘઉં છે.

**સાવંતવાડી સંસ્થાનઃ**—રત્નાગિરિ જિલ્લાની દક્ષિણે આવેલું આ ડુંગરી સંસ્થાન ખંભાતના રાજ્યથી લગભગ ત્રમણું છે. એની મુખ્ય પેદાશ નાળિએર, સોપારી, કેરી, કેળાં, લીંબુ, અને કાજુ છે.

ફણુસ, આંબા, અને કોકમનાં ઝાડ પણ અહીં પુષ્કળ છે. ખેતીની પેદાશ ડાંગર, તલ, અને બાવટો છે. જંગલમાં સીસમ, ખેર, અને સાગનાં ઝાડ પુષ્કળ છે. અહીં રંગીત લાકડાનું કામ ( લાખથી રંગેલા ) ઘણુંજ ઉત્તમ થાય છે. આ રાજ્ય ભોંસલે કુળના મરાઠા સરદારના તાબામાં છે. ત્યાં એક પોલિટિકલ સુપરિન્ટેન્ડન્ટ રહે છે. એની રાજધાની સાવંતવાડીને (૯,૮૦૦) કેટલાક વાડી પણ કહે છે. ઇ. સ. ૧૬૭૦માં ફોંડ સાવંતે આ સુંદર શહેર વસાવ્યું હતું.

**जंजीरा संस्थानः**—કોલાબા જિલ્લાની પશ્ચિમે દરીઆ પર આવેલું આ સંસ્થાન ખંભાતના રાજ્યથી સહેજ નાનું છે. એની મુખ્ય પેદાશ ડાંગર, નાગલી, વરી, તલ, કોદરા, નાળિએર, અને સોપારી છે. જંજીરા ટાપુમાં સીધીની વસ્તી છે. કાઠિઆવાડનું જાફરાબાદ આ રાજ્યના સીધી વંશનું છે.

આ રાજ્ય કોલાબાના કલેક્ટરની દેખરેખ નીચે છે. એની રાજધાની જંજીરા રાજપુરી ખાડીના મોં પર બેટ છે અને અરબી શબ્દ " જંઝીરા " (ટાપુ) પરથી એનું નામ પડયું છે.

---

## फिरंगीनुं स्वतंत्र संस्थान.

રત્નાગિરિ અને કાનડા જિલ્લાની વચ્ચે ફિરંગીનું સંસ્થાન ગોવા આવેલું છે, અને તે સ્વતંત્ર છે. આ સંસ્થાન અમદાવાદ જિલ્લાથી ચોથે ભાગે છે, પણ વસ્તી અમદાવાદ જિલ્લાની વસ્તીથી અડધી છે. એની મુખ્ય પેદાશ ડાંગર, નાળિએર, અને મીઠું છે.

**गोवा ( पांजिम )** ફિરંગીના સંસ્થાનોની રાજધાની છે, અને ફિરંગી ગવર્નર જનરલ અહીં રહે છે. જુનું ગોવા પાંચ છ માઇલ અંદર છે. મારમેંગોવા બંદર છે.

---

# हिंदनुं साम्राज्य.

આપણા ઇલાકાનું નામ મુંબઈ ઇલાકો છે, અને તેમાં ખાલસા મુલક, તથા દેશી રાજયો કે દેશી રાજ્યોના સમૂહ પર

દેખરેખ રાખવાને માટે સૌથી મોટા સરકારી અમલદાર ગવર્નર છે. આપણા ઇલાકાના જેવા આપણી આસપાસ બીજા ઇલાકા અને પ્રાંતો છે, અને તેમાં પણ રાજ્ય કરવાની સરકારે તેવીજ ગોઠવણ કરેલી છે. આ ઇલાકા કે પ્રાંતો અને દેશી રાજ્યો મળીને આપણું **હિંદુસ્તાનનું સામ્રાજ્ય** થાય છે, અને તે બધાના ઉપરી તરીકે સરકારે ગવર્નર જનરલ નીમ્યા છે. એ રાજાના પ્રતિનિધિ છે તેથી વાઇસરૉય પણ કહેવાય છે. તે નાના મોટા ઇલાકા કે પ્રાંતોના ગવર્નર જેવા બધા ઉપરીઓના ઉપરી છે. આપણા ગવર્નરના ઉપરી પણ તે છે. તેમના તાબામાં ઇલાકા, પ્રાંતો, મોટાં દેશી રાજ્યો અને મોટી મોટી એજન્સિઓ છે.

હિંદુસ્તાન એ એક ઘણો જોવા લાયક વિશાળ દેશ છે. ચાર હજાર વર્ષ પર આ દેશ સુધારાની ટોચ પર હતો, અને તે વખતે વિદ્યામાં, તત્ત્વજ્ઞાનમાં, વેપારમાં, ઉદ્યોગમાં, અને કારીગરીમાં દુનિયાના સુધરેલા દેશોમાં પ્રખ્યાતિ પામ્યો હતો. આજ પણ એ દેશ એના જુના સાહિત્ય, જુના બાંધકામ, જુના રીતરિવાજો, અને કારીગરીને માટે પ્રખ્યાત છે. દુનિયાની દરેક જાતની હવા, વનસ્પતિ, પ્રાણી વગેરેની કુદરતે તેમાં સગવડ કરેલી છે.

આર્ય લોકો જ્યારે પહેલવહેલા હિંદુસ્તાનમાં દાખલ થયા તે વખતે પહેલી નદી જે તેમના માર્ગમાં આવી તે સિંધુ હતી. **स्यन्द्** = વહેવું પરથી એ નદીનું નામ એ લોકોએ સિંધુ પાડ્યું હતું. એ નદીના નામ પરથી આજુબાજુનો મુલક સિંધુ અને તેમાં રહેનારા **सिन्धवः** કહેવાવા લાગ્યા. ઇરાન દેશના જુના રહેવાસીઓ **स** ને બદલે **ह** મૂકી અવસ્તા ભાષામાં આ દેશને **हेन्दु** કહેવા લાગ્યા; અને ગ્રીસ દેશના લોકોએ **ह** બદલી દેશને **इंडीकोस** અને લોકોને **इंडोस** કહેવા શરૂ કર્યું. મુસલમાન લોકોએ અહીં આવી સ્તાન પ્રત્યય ઉમેરી દેશનું નામ **हिंदुस्तान** પાડ્યું. સાધારણ વાતચીતમાં નર્મદાની ઉત્તરનો મુલકજ હિંદુસ્તાન નામે ઓળખાય છે, પણ પુસ્તકોમાં આખા દેશને માટે **हिंदुस्तान** કે **इंडिआ** શબ્દ વપરાય છે.

**સીમાઃ**—ઉત્તરે ઉંચા **હિમાલય પર્વત**, **કારાકોરમ પર્વત**, અને **હિંદકુશ** હિંદુસ્તાનનું રક્ષણ કરે છે, અને એ

પર્વતોને લીધે કોઈ પણ પરદેશી પ્રજા ઉત્તરની સરહદ ઉપરથી હિંદુસ્તાન ઉપર ચઢાઈ કરવાને શક્તિમાન થઈ નથી. પશ્ચિમે **અફઘાનિસ્તાન, ઇરાન**ના પહાડી પ્રદેશો, અને **અરબી સમુદ્ર** આવેલા છે. દક્ષિણે **હિંદી મહાસાગર,** અને પૂર્વે **ચીન, હિંદી ચીન,** અને **બંગાળાનો અખાત** છે.

બ્રહ્મદેશ અને બલુચિસ્તાન હિંદુસ્તાનની કુદરતી સરહદ બહાર આવેલા છે, પણ હાલ એ હિંદુસ્તાનના રાજ્યના ભાગ ગણાય છે.

## क्षेत्रफळ अने कुदरती रचना:—

હિંદુસ્તાનના રાજ્યનું ક્ષેત્રફળ ૧૮,૦૦,૦૦૦ ચો. મા. એટલે મુંબઈ ઇલાકાના ક્ષેત્રફળ કરતાં લગભગ દસગણું, ઇંગ્લંડ અને વેલ્સ કરતાં ૩૫ગણું, રશિઆ બાદ કરતાં લગભગ આખા યુરોપખંડ જેવડું, અને બ્રિટિશ સામ્રાજ્યનો છઠ્ઠો ભાગ છે. ×એમાંનો લગભગ ૧૦,૦૦,૦૦૦ ચો. મા. કરતાં વધારે પ્રદેશ અંગ્રેજી ખાલસા મુલક છે, અને બાકીના ભાગમાંથી ઘણો દેશી રાજાઓને તાબે અને સહેજ ભાગ સ્વતંત્ર રાજ્યો ( ફ્રેંચ અને ફિરંગી વગેરે )ના હાથ તળે છે હિંદુસ્તાનનો આકાર ત્રિકોણ જેવો છે, અને તે ત્રિકોણનો પાયો હિમાલય પર્વત છે. એ દેશ ૮° અક્ષાંશ ઉત્તરથી શરૂ થઈ છેક ૩૭° અક્ષાંશ ઉત્તર સુધી ફેલાએલો છે. કાશ્મીરની છેક ઉત્તરથી દક્ષિણમાં કન્યાકુમારિકા ભૂશિર સુધી તેની લંબાઈ ૨,૦૦૦ માઇલ અને પૂર્વ છેડાથી બલુચિસ્તાનના પશ્ચિમ છેડા સુધીનું અંતર ૨,૫૦૦ માઇલ છે.

હિંદુસ્તાનની ઉત્તરનો પ્રદેશ હિમાલય પર્વતને લીધે પહાડી છે, અને તે છેક આસામની ઉત્તરથી શરૂ થઈ કાશ્મીર સુધી આવેલો છે. એ પ્રદેશની ખીણો એવી તો મોટી છે કે યુરોપખંડનો મોટો પર્વત આલ્પ્સ તેનો પણ તેમાં સમાસ થઈ શકે. હિંદુસ્તાન તરફ એ પર્વતનો ઢાળ ઉભો છે, અને એની દક્ષિણે મોટું વિશાળ સપાટ મેદાન છે. એ વિશાળ મેદાન સિંધુ નદીથી ગંગા નદી સુધી આવેલું છે, તેથી તેને સિંધુગંગાનો પ્રદેશ પણ કહેવામાં આવે છે. દક્ષિણ તરફ એ મેદાન

× યુરોપનું ક્ષેત્રફળ ચો. માઇલ. ૩૭,૫૦,૦૦૦, રશિઆનું ક્ષેત્રફળ ૨૦,૯૫,૬૪૬, બ્રિટિશ સામ્રાજ્યનું ૧,૧૪,૦૦,૦૦૦, ઇંગ્લંડ અને વેલ્સનું ક્ષેત્રફળ ૫૮,૩૦૯, હિંદુસ્તાનના ખાલસા મુલકનું ક્ષેત્રફળ ૧૦,૮૭,૨૦૪, અને દેશી રાજ્યોનું ક્ષેત્રફળ ૬,૭૯,૩૯૩ ચો. મા. છે.

પાછું ઉંચું થતું જાય છે, અને પછી પહાડી પ્રદેશ જોવામાં આવે છે. એ પહાડી પ્રદેશ વિંધ્ય તથા સાતપુડા પર્વતનો પ્રદેશ છે. એ પહાડી પ્રદેશની દક્ષિણે મોટો વિશાળ ઉચ્ચ પ્રદેશ આવે છે, અને તેની પશ્ચિમ અને પૂર્વની સરહદ પર પશ્ચિમઘાટ અને પૂર્વઘાટ એવા બે પહાડોની હાર આવેલી છે. સિંધુ ગંગાના પ્રદેશમાં રજપુતાનાની વાયવ્યમાં એક રણ આવેલું છે. દરીઆકિનારાનો પ્રદેશ કુદરતી રીતે નિચાણ પ્રદેશ છે.

## પર્વતોઃ—

**હિમાલય પર્વતઃ**—(હિમ+આલય=હિમનું સ્થાન) આ ૧,૫૦૦ માઇલ લાંબો પર્વત કાશ્મીરમાં સિંધુ નદીથી પૂર્વમાં આસામની બ્રહ્મપુત્રા નદી સુધી ફેલાએલો છે. અર્થાત્ મુંબઈ અને કલકત્તા વચ્ચેના અંતર ( ૧,૨૨૧ માઇલ ) કરતાં પણ તેની લંબાઈ વધારે છે. તેની ઉત્તર દક્ષિણ પહોળાઈ ૧૮૦થી ૨૨૦ માઇલ સુધીની છે. એની સરાસરી ઉંચાઈ ૨૦,૦૦૦ ફુટ છે. દુનિયામાં ઉંચામાં ઉંચો પર્વત હિમાલય છે. એનું સૌથી ઉંચું શિખર **गौरीशंकर** અથવા **एवेरेस्ट** ૨૯,૦૦૨ ફુટ ઉંચું છે, અને તે યુરોપના સૌથી ઉંચા શિખર બ્લૅાંથી બમણું છે. બીજાં બે શિખર **धवलगिरि** ૨૬,૮૨૬ ફુટ અને **कांचनगंगा** ૨૮,૧૫૬ ફુટ ઉંચાં છે. હિમાલય એક પર્વતની હાર નથી, પણ સમાન્તર રહેલા બે પર્વતોની હાર છે. આ પર્વતની ત્રણ માઇલથી ઉપરાંત ઉંચાઈએ આવેલા ભાગ પર નિરંતર બરફ પડયો રહે છે, તેથી એનું નામ હિમાલય પડયું છે. આખી પૃથ્વીની વનસ્પતિના નમુના તેમાં છે, અને દુનિયામાં એ એક મોટો જળક્ષેપક પ્રદેશ છે. ઘણી ઉંચાઈએ દેવદાર, ઓક વગેરે ઉત્તરમાં થતી વનસ્પતિની, તેમજ નીચે તાડ, વડ વગેરે તાપના મુલકમાં થતી વનસ્પતિની અનેક જાતો ઊગે છે. એના ઘણાક ભાગ પર ઘાડાં જંગલ છે, તેને **तराई** (તળેટીની નજીકના) કહે છે. તેરાઈનાં હવાપાણી બહુ નબળાં છે, તેમ ત્યાં ફાડી ખાનારાં જંગલી પશુઓ, પણ બહુ રહે છે. કાશ્મીર, નેપાળ, ભુતાન, સિક્કીમ વગેરે

પ્રદેશો તેની ઉપર મધ્ય ઉંચાઈએ આવેલા છે. **કૈલાસ** શિખર હિંદુઓનું પવિત્ર સ્થાન છે, અને તેની પાસે **માન અને રાવણહૃદ** વગેરે સરોવર છે. તેની થોડે દૂરથીજ **સિંધુ, સતલજ, જમના, ગંગા, બ્રહ્મપુત્રા** વગેરે મોટી નદીઓ નીકળતી જણાય છે. સિંધુ પશ્ચિમ તરફ, સતલજ નૈરૃત્યમાં, જમના જમ્નોત્રીથી દક્ષિણમાં, ગંગા ગંગોત્રીથી દક્ષિણમાં, અને બ્રહ્મપુત્રા પૂર્વ તરફ વહે છે. એને દક્ષિણ ઢાળે બીજી હજારો નદીઓ નીકળી મોટી નદીઓને મળે છે.

**શિવાલિક પર્વત** ગંગા અને બિઆસ નદીની વચ્ચે આવેલો નીચો પર્વત છે. એ પર્વતમાંથી મોટાં જનાવરોનાં હાડકાં મળે છે.

હિમાલયમાંથી નીકળતા **કારાકોરમ** અને **હિંદુકુશ**ના ફાંટા પામીર નામના તિબેટની પશ્ચિમે આવેલા ઉચ્ચ પ્રદેશની અગ્નિ અને નૈરૃત્ય ખુણા તરફ કાસ્મીરની સરહદ પર આવેલા છે. બંને પર્વતમાં ૨૦,૦૦૦ ફુટ કરતાં વધારે ઉંચાં શિખરો આવેલાં છે. **ડાપસંગ શિખર** ૨૮,૦૦૦ ફુટ છે. કારાકોરમમાં થઈને ઉત્તર તરફ જવાનો જે ઘાટ છે તેની ઉંચાઈ ૧૮,૦૦૦ ફુટ છે.

**સુલેમાન પર્વત** હિંદુસ્તાનને અફઘાનિસ્તાનથી જુદો પાડે છે. તેમાં સૌથી ઉંચું શિખર **તખ્તે સુલેમાન** ૧૧,૦૦૦ ફુટ ઉંચું છે. **હાલા** પર્વત બલુચિસ્તાનને સિંધથી જુદો પાડે છે.

**વિંધ્ય પર્વત** મધ્ય હિંદુસ્તાનમાં નર્મદાના પ્રદેશની સરહદે પડેલો છે, અને તે ખંભાતના અખાતથી પૂર્વમાં ૬૦૦ માઇલ લાંબો ગએલો છે. તેની ઉંચાઈ ૨,૫૦૦ ફુટ છે.

**અરવલ્લી ડુંગર**ની હાર રજપુતાનામાં આવેલી છે. એની સરાસરી ઉંચાઈ ૩,૬૦૦ ફુટ છે. એના **આબુ** નામના ઉંચા શિખર પર (૫,૬૫૦ ફુટ) ઘણાં જોવા લાયક દહેરાં છે, અને તે ગરમીની ઋતુમાં હવા ખાવાનું સ્થળ છે.

**સાતપુડા** પર્વત નર્મદા અને તાપીની વચ્ચે વિંધ્યને સમાંતરે છે. એની સરાસરી ઉંચાઈ ૨,૦૦૦ ફુટ છે, અને **પંચમડી** નામનું એનું ઉંચું શિખર ૪,૫૦૦ ફુટ ઉંચું છે.

**પશ્ચિમઘાટ** દક્ષિણના ઉચ્ચ પ્રદેશની પશ્ચિમ સરહદ પર આવેલો છે. દરીઆકિનારા અને પશ્ચિમઘાટ વચ્ચેના નિચાણના પ્રદેશનો પટો (કોંકણ) ૩૦થી ૪૦ માઇલ પહોળો છે. પશ્ચિમઘાટની સરાસરી ઉંચાઈ ૩,૦૦૦ ફુટ છે, અને તેમાં સૌથી ઉંચું શિખર **મહાબળેશ્વર** (૪,૮૦૦) છે. મુંબઈના ગવર્નર ગરમીની ઋતુમાં ત્યાં જઈને રહે છે. પૂર્વઘાટ અને તે બાજુના દરીઆકિનારા વચ્ચે અંતર ત્રીસચાળીસ માઇલ કરતાં વધારે છે.

**પૂર્વઘાટ** દક્ષિણના ઉચ્ચ પ્રદેશની સરહદ પર પશ્ચિમઘાટ કરતાં નીચો આવેલો છે. તે પશ્ચિમઘાટની માફક સળંગ નથી તેથી અને દક્ષિણના આખા ઉચ્ચ પ્રદેશનો ઢાળ પૂર્વ તરફ હોવાથી મોટી નદીઓ (ગોદાવરી, કૃષ્ણા) પૂર્વ તરફ વહે છે.

**નીલગિરિ** મ્હૈસુરના ઉચ્ચ પ્રદેશની દક્ષિણે આવેલો છે, અને પૂર્વઘાટ અને પશ્ચિમઘાટને સાંધે છે. એમાં **દોદાબેટા** નામનું શિખર ઘણું ઉંચું (૮,૭૬૦ ફુટ) છે. ઉતાકામંડ નામનું નીલગિરિમાં હવા ખાવાનું સ્થાન છે. નીલગિરિની દક્ષિણે **પાલઘાટ** નામનો ખાડો અથવા સપાટ મેદાન છે, અને તેની દક્ષિણે **અનમલાઇ, કારડેમમ,** અને **પાલની** નામના ડુંગરો છે, તે છેક કન્યાકુમારિકા ભૂશિર સુધી પહોંચેલા છે.

હિમાલયને પૂર્વ છેડે **પતકાઈ પર્વત** બ્રહ્મદેશની પશ્ચિમ સરહદ પર આવેલો છે, અને તે ઉપલા બ્રહ્મદેશને આસામથી જુદો પાડે છે. આસામના **નાગા, ખાસ્યા,** અને **ગારો** ડુંગરો પતકાઈ પર્વતના ફાંટાઓ છે. બ્રહ્મદેશના દક્ષિણ ભાગમાં પર્વતોની હાર ઘણી છે, અને તે એક બીજાને સમાન્તર આવેલી છે, તેથી નદીઓના પ્રદેશ જુદા પડેલા છે.

## મેદાનો:--

હિમાલય અને દક્ષિણનો ઉચ્ચ પ્રદેશ એ બેની વચ્ચે ખાસ્યા ડુંગરથી તે સુલેમાન પર્વત સુધી મોટું ફળદ્રુપ મેદાન આવેલું છે. દુનિયાનાં સારામાં સારાં મેદાનો પૈકીનું આ એક છે. આ મેદાનમાં સિંધુ, ગંગા, અને બ્રહ્મપુત્રા એ ત્રણ મોટી નદીઓ વહે છે; અને

તે આખો પ્રદેશ લોકો અને વનસ્પતિથી ભરપુર છે. દક્ષિણ હિંદુ-સ્તાનના કિનારા ઉપર સાંકડા અને નાના સપાટ પ્રદેશ આવેલા છે, અને તેમાં પૂર્વ કિનારા કરતાં પશ્ચિમ કિનારાનો પ્રદેશ વધારે સાંકડો છે.

## ઉચ્ચ પ્રદેશોઃ--

હિંદુસ્તાનમાં **દક્ષિણ હિંદુસ્તાન** એ એક ત્રિકોણાકૃતિવાળો ઉચ્ચ પ્રદેશ ૨,૦૦૦થી ૩,૦૦૦ ફુટ ઉંચો છે. તેનો ઢોળાવ ધીમે ધીમે પૂર્વ તરફ ઉતરીને છેક કિનારા સુધી જાય છે. પશ્ચિમ તરફનો ઢોળાવ એકદમ સીધો ઉતરે છે, તેથી ઉચ્ચ પ્રદેશ અને દરીઆની સપાટી પરનો નીચો પ્રદેશ એકદમ જુદા પડે છે.

ગંગાસિંધુ નદીના મેદાનની દક્ષિણે એક ઉચ્ચ પ્રદેશની પટી છેક બંગાળાથી હિંદુસ્તાનના પશ્ચિમ કિનારા સુધી આવેલી છે. તેના પૂર્વ ભાગમાં છોટાનાગપુર અને ઓરીસાના ડુંગરો આવેલા છે. એ ભાગની દક્ષિણ સરહદ પર મહા નદી અને તેને મળનારી બીજી નદીઓ છે. તેના મધ્ય ભાગમાં મધ્ય હિંદુસ્તાન અને મધ્ય પ્રાંતોનો થોડો ભાગ આવેલો છે; અને તે દક્ષિણમાં દક્ષિણ હિંદુસ્તાનના ઉચ્ચ પ્રદેશ સાથે જોડાએલો છે. અરવલ્લી અને વિંધ્ય વચ્ચે આવેલો મધ્ય હિંદુસ્તાન અને રજપુતસ્તાનનો કેટ-લોક ભાગ **માળવાના ઉચ્ચ પ્રદેશ** નામે ઓળખાય છે.

**હિંદુસ્તાનમાંથી જવાઆવવાના માર્ગોઃ--**હિંદુસ્તાનમાં જમીનમાર્ગે આવવાના રસ્તા ઘણાજ થોડા છે, કારણ કે તેની આખી જમીનની સરહદ પર પહાડો આવેલા છે. એ પહાડો ઘણા ઉંચા હોવાને લીધે તથા તે પર બરફ પડી રહેવાને લીધે તે ઓળંગતાં મુસાફરોને ઘણી અડચણ પડે છે. જે કંઈ રસ્તાઓ છે, તે પણ પહાડ ઉપર ઘણી ઉંચાઈએ આવેલા છે. પશ્ચિમની સરહદ ઉપર **બોલન ઘાટ** અને **ખાઈબર ઘાટ** નામના બે માર્ગ છે. ખાઈબર ઘાટ પેશાવરની પશ્ચિમે અફઘાનિસ્તાનના રસ્તા પર આ-વેલો છે. નીચા બોલન ઘાટમાં થઈને બલુચિસ્તાનમાં જવાય છે,

અને તે રસ્તે થઈને કંદહાર આગળ થઈ અફઘાનિસ્તાનમાં પણ જવાય છે. ઉત્તર તરફના ઘાટો ૧૪,૦૦૦ ફુટથી વધારે ઉંચા છે; તેમાં **કારાકોરમ ઘાટ** અને **જેલાપલા** ઘાટ મુખ્ય છે. કારાકોરમ ઘાટને રસ્તે કાશ્મીરમાંથી ચિનાઈ તુર્કસ્તાનમાં અને જેલાપલા ઘાટને રસ્તે સિકીમમાંથી તિબેટમાં જવાય છે.

**રણઃ**—અરવલ્લીના ડુંગરના પશ્ચિમ ભાગમાં રણ આવેલું છે, અને સિંધનો થોડો ભાગ પણ એ રણમાં આવેલો છે.

## નદીઓઃ—

એશિઆ ખંડના બીજા કોઈ દેશ કરતાં હિંદુસ્તાનમાં વધારે નદીઓ વહે છે. સિંધુગંગાના પ્રદેશમાં ઘણી અને મોટી નદીઓ આવેલી છે. એ પ્રદેશમાં જમનાની પશ્ચિમમાં જળક્ષેપક ( Water Parting or Water-shed ) પ્રદેશ છે, તેથી પૂર્વની નદીઓનો ઢાળ પૂર્વ તરફ છે, ને પંજાબનો ઢાળ દક્ષિણ તરફનો હોવાને લીધે તે તરફની નદીઓ દક્ષિણ તરફ વહે છે. દક્ષિણના ઉચ્ચ પ્રદેશનો ઢાળ પૂર્વ તરફનો હોવાને લીધે નદીઓ પૂર્વ તરફ વહે છે. સહ્યાદ્રિ અને દરીઆકિનારા વચ્ચેનો પ્રદેશ ઘણો સાંકડો છે, જેથી જે કોઈ નદીઓ તે તરફ છે તે નાની છે.

સિંધુગંગાના પ્રદેશમાં **સિંધુ**, **ગંગા**, અને **બ્રહ્મપુત્રા** એ ત્રણ મહા નદીઓ હિમાલયના દક્ષિણ ભાગના તેમજ ઉત્તર ભાગના વરસાદનું પાણી સમુદ્રમાં ખેંચી જાય છે. **સિંધુ** નદી* (૨,૦૦૦) તિબેટના ઉચ્ચ પ્રદેશમાં આવેલા કૈલાસ શિખર નજીકથી નીકળી હિમાલય પર્વતમાં થઈ કાશ્મીર, પંજાબ, અને સિંધમાં થઈ અરબી સમુદ્રને મળે છે. જમણી બાજુથી અટક આગળ **કાબુલ** અને ડાબી બાજુએથી× **જેલમ**, **ચિનાબ**, **રાવી**, અને **સતલજ** એને

---

* નદીની જમણી તરફ કૌંસમાં લખેલા આંકડા નદીઓની લંબાઈના માઇલ છે, તે નદીઓ એક બીજી સાથે સરખાવવા આપેલા છે અને ગોખાવવાના નથી.

× નદીના મુખ તરફ મોં રાખી ઉભા રહીએ તો ડાબી બાજુએ જે કિનારો આવે છે તે ડાબો કિનારો, અને જમણી બાજુએ જે કિનારો હોય તે જમણો કિનારો કહેવાય છે.

મળે છે. એમાં કરાંચીથી અટક સુધી વહાણો ફરી શકે છે. સિંધની ખેતીનો આધાર સિંધુ નદી પર છે, કારણ કે ત્યાં બીજી નદીઓ તેમજ વરસાદ પણ નથી. સિંધુ નદીમાંથી નહેર વાટે પાણી ખેતી-વાડીના ઉપયોગમાં લીધામાં આવે છે.

**गंगा**—નદી (૧,૫૦૦) સિંધુ નદી કરતાં લંબાઈમાં નાની છે, પણ એની ખીણમાં આવેલો પ્રદેશ ઘણો રસાળ છે. ૧૨,૦૦૦ ફુટની ઉંચાઈ એથી હિમાલયના દક્ષિણ ઢાળે આવેલા ગંગોત્રીના બરફના ડુંગરમાંથી તે નીકળતી જણાય છે. હરદ્વાર (તળેટી આ-ગળ) આગળ તે મેદાનમાં દાખલ થાય છે, ત્યારે તેની ઉંચાઈ દરીઆની સપાટીથી માત્ર ૧,૦૦૦ ફુટ છે. એનું પાણી નહેર વાટે ખેતીવાડીના ઉપયોગમાં લીધામાં આવે છે. એક નહેર હરદ્વારથી કાનપુર (૪૪૫ માઇલ) સુધીની છે, અને કાનપુર આગળ તે પાણી પાછું ગંગાને મળે છે. મુખ આગળ ગંગા બ્રહ્મપુત્રાને મળે છે, અને બંને નદી અમેરિકાની મિસિસિપિ જેટલી માટી ખેંચી લાવે છે, તેથી પાંચગણી માટી લાવે છે. બંનેના મુખ આગળના ત્રિકોણ-આકૃતિવાળા પ્રદેશનો દરીઆકિનારા તરફનો ભાગ સુંદરી નામના ત્યાંના ઝાડો પરથી **सुंदरवन** નામે ઓળખાય છે. આ ભાગ ઘીચ જંગલ અને ભેજવાળો છે. દરીઆથી ૨૦૦ માઇલ પર ગંગા નદીના બે ફાંટા થાય છે. મોટો ફાંટો પૂર્વ તરફ વહે છે, અને તે **पद्मा** કે **पाडा** નામે ઓળખાય છે, અને પશ્ચિમનો ફાંટો **भागीरथी** નામે ઓળખાય છે. વળી એજ ભાગીરથી છેક દક્ષિણમાં **हुगली** નામે પણ ઓળખાય છે.

ગંગા નદીને મળનારી નદીમાં **जमना** સૌથી મોટી છે. એ નદી હિમાલયના જમ્નોત્રી શિખરમાંથી નીકળી અલાહાબાદ આ-ગળ ગંગાને મળે છે. આ ઉપરાંત બીજી ઘણી નદીઓ ગંગાને મળે છે. **गोग्रा, रामगंगा, गोमती, गंडकी, कुशी** વગેરે ઉત્તર તરફથી અને વિંધ્ય પર્વતમાંથી નીકળેલી **शोण** દક્ષિણ તરફથી એને મળે છે. **चंबल** અને **बटवा** નદી વિંધ્ય પર્વતમાંથી નીકળી જમનાને મળે છે. કલકત્તાથી ઉત્તરે ૨૨ માઇલ પર ચંદ્રનગર સુધી

મોટી આગબોટ આવી શકે છે, અને વહાણો તો છેક સંયુક્ત પ્રાંતના ઉત્તર ભાગ સુધી ફરી શકે છે. ગંગા નદી પવિત્રમાં પવિત્ર ગણાય છે, અને તેને કાંઠે મોટાં મોટાં શહેરો છે.

**બ્રહ્મપુત્રા** નદી (૧,૮૦૦) હિમાલયના ઉત્તર ઢાળેથી નીકળી તિબેટમાં વહી હિમાલય પર્વત ઓળંગી હિંદુસ્તાનમાં આવી બંગાળાના ઉપસાગરને મળે છે. હિમાલયના ઉત્તર ભાગમાં એ **સાંપુ** નામે, અને બ્રિટિશ રાજ્યમાં બ્રહ્મપુત્રા નામે ઓળખાય છે. ગંગા નદીની માફક મુખ આગળ એના પણ બે ફાંટા થાય છે. પશ્ચિમ ફાંટો **જમના** નામે અને પૂર્વનો ફાંટો **બ્રહ્મપુત્રા** નામે ઓળખાય છે. આ છેલ્લા ફાંટાને ઈશાનમાંની **સુરમા** નદી મળે છે, અને તે ફાંટો પછી **મેઘના** નામે ઓળખાય છે. મુખ આગળ એનો પટ ૨૦ માઈલ છે.

**નર્મદા, તાપી** વગેરે મુંબઈ ઇલાકામાં વહેતી નદીઓ વિષે તમે આગળ શીખી ગયા છો.

**મહા નદી, ગોદાવરી, કૃષ્ણા,** અને **કાવેરી** પૂર્વે બંગાળાના સમુદ્રને મળે છે.

**મહા** નદી (૫૨૦) પૂર્વઘાટ તરફના ડુંગરમાંથી નીકળી કટક આગળ બંગાળી અખાતને મળે છે. એના મુખ આગળનો ત્રિકોણ પ્રદેશ પણ મોટો છે. એ નદી સપાટ અને ધીમી ગતિવાળી હોવાથી તેના મુખથી લગભગ ૪૦૦ માઈલ સુધી તેમાં વહાણ ફરી શકે છે.

**ગોદાવરી** (૯૦૦) દક્ષિણમાં મોટામાં મોટી નદી છે. પશ્ચિમઘાટમાંથી નીકળી પૂર્વમાં વહેતી બંગાળાના અખાતને મળે છે. એના મુખ આગળનો ત્રિકોણ પ્રદેશ પણ મોટો છે. આ નદીમાંથી ખેતરોને પાણી પુરૂં પાડવા ઘણી નહેરો બાંધવામાં આવી છે. **પેમગંગા વાઇનગંગા, વર્ધા,** (આ ત્રણના સંગમની જે એક નદી બને છે તે **પ્રાણહિતા** કહેવાય છે) અને **માંજરા** નદીઓ ગોદાવરીને મળે છે.

**કૃષ્ણા** (૮૦૦) પણ પશ્ચિમઘાટમાંથી મહાબળેશ્વર આગળ-થી નીકળી બંગાળાના ઉપસાગરમાં પડે છે. એના મુખ અને ગોદાવરીના મુખ વચ્ચે બહુ અંતર નથી. બંને નદીમાં જ્યારે પાણી ઉભરાઈ જાય છે, ત્યારે કોલર સરોવર જે હિંદુસ્તાનમાં મોટામાં મોટું છે, તેમાં પાણી દાખલ થાય છે.

**કાવેરી** (૪૭૦) નદી પણ પશ્ચિમઘાટમાંથી નીકળી મ્હૈસુરમાં વહી બંગાળાના અખાતમાં પડે છે. શ્રીરંગપટ્ટન અને સિવાસમુદ્રમ એ બે બેટો નદીમાં આવેલા છે. સિવાસમુદ્રમ આગળ જે ધોધ પડે છે તેથી વીજળી ઉત્પન્ન કરી સાંચાકામ ચલાવ-વામાં આવે છે. એનો ધોધ ઘણોજ જોવા લાયક છે, અને તે ૪૬૦ ફુટની ઉંચાઈએથી પડે છે.

**તુંગભદ્રા** નદી **તુંગ** અને **ભદ્રા** નામની બે નદીના સંગમ-થી ઉત્પન્ન થએલી છે, તે કૃષ્ણાને મળે છે.

**બ્રહ્મદેશની નદીઓઃ--**

**ઇરાવદી** (૧,૦૦૦) બ્રહ્મદેશના ઉત્તરના ભાગમાંથી નીકળી દક્ષિણ તરફ આખા દેશમાં વહી માર્તાબાનના અખાતમાં પડે છે. દરીઆથી સો માઇલ પર એનો ત્રિકોણ પ્રદેશ શરૂ થાય છે. **રંગુન** નદી અને **બાસીન** નદી એ બંને તેના મુખ આગળના ફાંટા છે.

**સાલવીન નદી** તિબેટના પૂર્વ ભાગમાંથી નીકળી દક્ષિણ તરફ વહી માર્તાબાનના અખાતમાં પડે છે.

**સરોવરોઃ--***

હિંદુસ્તાનનાં સરોવર મોટાં અને અગત્યનાં નથી. **વુલર સરોવર** કાશ્મીરમાં શ્રીનગર પાસે આવેલું છે. **સાંબર** રજપુતસ્તાનમાં ખારા પાણીનું સરોવર છે, અને એમાંથી મીઠું પકવવામાં આવે છે. **કોલર** ગોદાવરી અને કૃષ્ણાના મુખ વચ્ચે આવેલું છે.

---

* મોટું તળાવ તે સરોવર.

પૂર્વ કિનારા ઉપરનાં **चिल्का, पुलीकट** ખારા પાણીનાં સરોવર છે. આ બંને સરોવર દરીઆ સાથે જોડાએલાં છે, એટલે તેને ખાડીઓ કહીએ તોપણ ચાલે, કારણ કે સરોવરની ચારે બાજુએ જમીન જોઈએ.

**किनारो:**—હિંદુસ્તાનના કિનારાની લંબાઈ દેશના મહત્ત્વના પ્રમાણમાં થોડી ( ૪,૦૦૦ માઇલ ) છે, કારણ કે તેનો કિનારો સીધો અને ઘણા ખાંચા (અખાત)વાળો નથી. તેથી કિનારા ઉપર બારે માસ વહાણ આવી તે સહીસલામત રહી શકે એવાં બંદર પણ બહુ નથી. ઘણી જગાએ સમુદ્રની મોટી છોળોને લીધે વહાણો બંદરમાં આવી શકતાં નથી. મુંબઈની ઉત્તરે રેતીને લીધે નદીનાં મુખો લગભગ પુરાઈ ગએલાં છે, અને મુંબઈની દક્ષિણે પહાડ નજદીક આવી જવાથી નદીઓ મોટી નથી. પૂર્વ તરફ કિનારાની જમીન નીચી અને સપાટ છે, પણ પાણી છાછરૂં તેથી મોટાં વહાણો આવી શકતાં નથી.

**ब्रह्मदेशनो किनारो:**—[1]બ્રહ્મદેશના દક્ષિણ કિનારાના મધ્ય ભાગમાં **मार्ताबाननो** અખાત છે, અને તેની પશ્ચિમ તરફ **इरावदी** નદીના મુખ આગળના ઘણા ફાંટા આવેલા છે. એ કિનારા પર **निग्रेस** નામની ભૂશિર[2] અને **रंगुन** બંદર આવેલાં છે.

**हिंदुस्ताननो पूर्व किनारो:**—પૂર્વ કિનારા અને બ્રહ્મદેશ વચ્ચે બંગાળાનો ઉપસાગર[3] છે. આ કિનારાનો દક્ષિણ ભાગ **कोरोमंडल** કિનારા નામે ઓળખાય છે. દક્ષિણમાં **पाकनी सामुद्रधुनी**[4] સિલોનને હિંદુસ્તાનથી જુદો પાડે છે. પૂર્વ કિનારા પર

---

૧ શિક્ષકે માટીના નમુના બનાવી પાણી ભરી અખાત, ઉપસાગર, સરોવર, ખાડી, ભૂશિર વગેરે પ્રત્યક્ષ બતાવવાં.

૨ જમીનની અણી સમુદ્રમાં ગએલી તે ભૂશિર ( જમીનનું માથું, છેડો, અણી ).

૩ પહોળો અખાત તે ઉપસાગર.

૪ બે મોટા પાણીના ભાગને સાંધનારો નાનો પાણીનો ભાગ.

ઘણા વાંક તેમજ સારાં બંદરો નથી. **पलमायरा** ભૂશિર ઓરીસાના કિનારા પર આવેલી છે. પાકની સામુદ્રધુનીનો દક્ષિણ ભાગ પરવાળાંની ટેકરીઓ અને રેતીના ડુંગરથી પુરાઈ ગએલો છે. આ ટેકરીઓ લગભગ સમુદ્રની સપાટી સુધી ઉંચી છે, અને રામેશ્વરના બેટથી સિલોન સુધી લગભગ જાય છે, તેથી આ ઓળંગતાં મોટાં વહાણોને બહુ મુશ્કેલી નડે છે. આ ટેકરીઓને આપણા લોકો **रामनो सेतु** કહે છે. આની દક્ષિણમાં આવેલા પાણીના ભાગને **मनारनो अखात** કહે છે, અને તે **कन्याकुमारी** ભૂશિર સુધી પહોંચે છે.

**पश्चिम किनारोः**—એ કિનારાના ઉત્તર ભાગમાં **करांची** અને મધ્યમાં **मुंबई** બે મોટાં બંદર છે. એ કિનારાનો દક્ષિણ ભાગ **मलबार** કિનારા નામે ઓળખાય છે.

**टापुओः**—આપણા દેશની આજુબાજુના સમુદ્રમાં ઘણા દ્વીપો આવેલા છે, તેમાં સૌથી મોટો **सिलोन** હિંદુસ્તાનની દક્ષિણે આવેલો છે, અને તે આપણા ઉત્તર વિભાગથી લગભગ દોઢો છે.

દક્ષિણ હિંદુસ્તાનની પશ્ચિમ તરફ કિનારાથી આસરે ૨૦૦ માઇલ પર **लक्षद्वीप** અને **मालद्वीप** નામના ગોળાકારમાં આવેલા નાનાં પરવાળાંના બે જુદા જુદા સમૂહ છે.

**अंदामान** અને તેની દક્ષિણે **निकोबार** પૂર્વ તરફ બંગાળી સમુદ્રમાં આવેલા જ્વાળામુખીથી ઉત્પન્ન થએલા બેટોના સમૂહ છે.

હિંદુસ્તાનને દક્ષિણ કિનારે રામના સેતુ પાસે **रामेश्वर** નામે બેટ છે.

**मेगुईद्वीपसमूह** અંદામાન અને ટિનાસરીમ વચ્ચે આવેલો છે.

**[1]आबोहवाः**—

હિંદુસ્તાન વિશાળ પ્રદેશ છે, અને તેની અંદર ઘણા ઉંચા પર્વત આવેલા છે, તેથી વિષુવવૃત્તના પ્રદેશથી તે છેક ધ્રુવપ્રદેશ

૧ પ્રાકૃતિક ભૂગોળનો આ વિષેનો ભાગ છોકરાંઓને અધિકાર પ્રમાણે સમજાવવો.

સુધીની હવા જોવામાં આવે છે. અતિશય તાપ તથા અતિશય ઠંડી, અતિશય વરસાદ તથા વરસાદની અતિશય તાણ, એ બધું અહીં જોવામાં આવે છે. હિંદુસ્તાનનો લગભગ અડધો ભાગ ઉષ્ણ કટિબંધમાં આવેલો છે, તેથી તે ભાગ પર ઉનાળામાં તાપ વિશેષ પડે છે. ડુંગરો, પર્વતો, અને ઉચ્ચ પ્રદેશ, સમુદ્રની સપાટીથી ઉંચાઈએ હોવાને લીધે ઠંડા હોય છે, અને ગરમીની ઋતુમાં તવંગર લોકો દરીઆથી ઉંચાઈના સ્થળ પર જઈ રહે છે. હિમાલય પર્વત એટલો બધો ઉંચો છે કે ત્યાં ધ્રુવના પ્રદેશની માફક હિમ પડી રહે છે. વળી હિમાલયની ઉંચી દિવાલ મહાસાગરમાંથી આવતા ભેજવાળા પવનો અટકાવી દે છે, અને તેમજ ઉત્તરમાંથી આવતા ઠંડા પવનને હિંદુસ્તાનમાં આવવા દેતી નથી. હિંદુસ્તાનમાં ફુંકાતા કેટલાક પવનો હિંદી મહાસાગર પારો હોવાને લીધે પુષ્કળ ભેજવાળા હોય છે.

ઉપલા કારણોને લીધે આ દેશની આબોહવાના ત્રણ મુખ્ય પ્રકાર છેઃ—

૧ **ભેજવાળી** અને **શિઆળા અને ઉનાળાના ઉષ્ણતામાનમાં બહુ ફેર નહિ એવી હવા.** આ જાતની હવા ત્રાવણકોર, મલબાર, અને બ્રહ્મદેશના કિનારા પર જોવામાં આવે છે. એ ભાગો ઉષ્ણ કટિબંધમાં અને દરીઆકિનારા પર આવેલા છે.

૨ **સુકી** અને **શિઆળામાં અતિશય ઠંડી અને ઉનાળામાં અતિશય ગરમ એવી હવા.** નૈર્ઋત્ય તરફ દૂર સુધી મહાસાગર ન હોવાથી પંજાબ અને સિંધમાં ભેજવાળા પવનો બહુ આવી શકતા નથી. વળી શિઆળામાં પહાડોને લીધે અતિશય ઠંડી અને ઉનાળામાં રણને લીધે અતિશય ગરમી ત્યાં જોવામાં આવે છે.

૩ **અતિશય વરસાદવાળી હવા.** આસામના ઉંચા ડુંગરો અને કારવારના કિનારા પાસેના ડુંગરો મોસમના ભેજવાળા પવનોને અટકાવી, ઠારી, ભેજ લઈ લે છે, તેથી ત્યાં વધારે વરસાદ પડે છે.

દક્ષિણના ઉચ્ચ પ્રદેશની હવા સુકી છે, પણ જેમ જેમ દક્ષિણમાં જઈએ છીએ તેમ તેમ હિંદી મહાસાગરના ભેજવાળા

ગરમ પવનને લીધે શિઆળો ઓછો ઠંડો હોય છે. મદ્રાસ ઇલાકાના મેદાનમાં હવા ઓછી ભેજવાળી છે, પણ શિઆળા અને ઉનાળાના ઉષ્ણતામાનમાં ઉષ્ણ કટિબંધને લીધે બહુ ફેર નથી.

**ઋતુઓઃ--**

અહીં મુખ્ય ત્રણ ઋતુઓ જોવામાં આવે છેઃ—શિઆળો, ઉનાળો, અને વર્ષા. શિઆળો નવેમ્બરથી ફેબ્રુઆરિ, ઉનાળો માર્ચથી જુન, અને વર્ષા જુલાઈથી ઑકટોબર સુધી રહે છે.

**વરસાદઃ**--હિંદુસ્તાનનો મુખ્ય પવન ઇશાન તરફનો છે, પણ ઉનાળામાં જ્યારે સૂર્ય સિંધ અને રજપુસ્તાનના રેતીના મેદાનમાં અને મધ્ય એશિઆના મેદાનમાં તપે છે તે વખતે તે ભાગની હવા ગરમ થઈ ઉંચી ચઢે છે, અને તે ખાલી જગા પર મહાસાગર પરથી ભેજવાળો પવન એટલા જોરથી આવે છે કે ઇશાનનો પવન રહેતો નથી, અને મુખ્ય પવન નૈર્ઋત્યનો થાય છે. એ નૈર્ઋત્યનો પવન જ્યાં જ્યાં પહાડોને કાટખુણે અટકે છે ત્યાં ત્યાં વરસાદ વધારે પડે છે. પશ્ચિમ કિનારે એ પવન ઘાટને કાટખુણે છે, તેથી રત્નાગિરિ, કારવાર, અને મુંબઈમાં વધારે વરસાદ પડે છે. એજ પવન બંગાળાના ઉપસાગરમાંથી વધારે ભેજ લેતો ખાસ્યાના (આસામના) ડુંગર તરફ જાય છે, એટલે જેટલો ભેજ હોય છે તે વરસાદ રૂપે ત્યાં તૂટી પડે છે. એ નૈર્ઋત્યનો પવન એપ્રિલથી શરૂ થાય છે, તે છેક સપ્ટેમ્બર સુધી રહે છે. મહાબળેશ્વર પર વરસાદ વરસમાં સરાસરી ૨૪૦ ઇંચ, અને ખાસ્યા ડુંગરના ચેરાપુંજીમાં આસરે ૫૨૫ ઇંચ પડે છે. પૃથ્વી પર વધારેમાં વધારે વરસાદ આ જગાએ પડે છે. શિઆળામાં જે વરસાદ પડે છે તે ઘણોજ થોડો છે, અને તે મદ્રાસના કિનારા પર મધ્ય હિંદુસ્તાન, પંજાબ, અને સંયુક્ત પ્રાંતમાં પડે છે.*

* પ્રાકૃતિક ભૂગોળમાંનો આ ભાગ શિક્ષકે વાંચી બતાવી સરખામણી કરાવવી.

થરનું રણ, તેની આજુબાજુનો પંજાબનો, સિંધનો, અને રજપુતાનાનો મુલક, એમાં વરસાદ બહુજ ઓછો પડે છે; કારણ કે સહેજસાજ ભેજવાળી હવા તે તરફ આવે છે, તેમાંનો ભેજ ઠારવા પહાડ કે લિલોતરી ત્યાં કાંઈ નથી, અને જે ઘટ્ટ વરાળ ત્યાં આવી હોય, તે પણ અતિશય ગરમીથી પાછું વરાળનું રૂપ પકડે છે. હિંદુસ્તાનના બીજા ભાગોમાં થોડો કે ઘણો પણ ખેતી લાયક સારો વરસાદ પડે છે.

## વનસ્પતિ અને જનાવરોઃ-

કઈ વનસ્પતિ અને કયાં જનાવરો અમુક દેશમાં છે, તે તેની આબોહવા ઉપરથી જાણી શકાય છે. અનેક જાતની હવા છે તેમ અનેક જાતનાં પ્રાણી અને વનસ્પતિ છે.

ઉષ્ણતા અને ભેજવાળા પ્રદેશમાં થનારો **સાગ** દક્ષિણમાં અને બ્રહ્મદેશમાં ઊગે છે. ઉષ્ણ કટિબંધમાં થતી **નાળિયરી**, અને દરીઆકિનારે થનારાં **તાડનાં ઝાડ** અને **નાળિયરી** કિનારા ઉપર અને બંગાળાના અખાતના ટાપુ વગેરે પર જોવામાં આવે છે. આસામના અતિશય વરસાદવાળા અને તેરાઈના જંગલમાં ઉષ્ણ કટિબંધની બધીજ વનસ્પતિ થાય છે. હિમાલયના ઉંચા ભાગમાં શીત કટિબંધની વનસ્પતિ, ઘાસ અને લીલ, સેવાળ વગેરે થાય છે. **સાલ** નામનું બીજું ઇમારતી લાકડું હિમાલયની તળેટીમાં અને છોટાનાગપુરના અને મધ્ય પ્રાંતના જંગલમાં થાય છે. મ્હૈસુરમાં **સુખડ**, હિમાલયની વાયવ્યના ઉચાણના પ્રદેશોમાં **દેવદાર** અને આસામ અને બ્રહ્મદેશમાં **ઇંડિઆ રબર** થાય છે. **વડ**, **પીપળો**, **આમલી**, **આંબા**, **લીમડા**, **સીસમ**, **સાંવ** વગેરે હિંદુસ્તાનના લગભગ ઘણા ભાગમાં જોવામાં આવે છે.

વાઘ, ચિત્તો, જંગલી બિલાડી, રીંછ, દીપડો, વરૂ, શિઆળ, ડુક્કર, વાંદરા, અને ઘણી જાતનાં હરણો મેદાનો અને નીચા ડુંગરોનાં જંગલમાં જોવામાં આવે છે. સિંહની સંખ્યા ઘણીજ ઓછી છે, અને માત્ર ગુજરાતમાં ગીરના જંગલમાં તે જોવામાં આવે છે. હાથી બ્રહ્મદેશ અને મ્હૈસુર તરફ જોવામાં આવે છે. બંગાળા, આસામ, અને બ્રહ્મદેશમાં ગેંડા, અને સિંધમાં ગધેડાની એક જંગલી જાત જોવામાં આવે છે. આ ઉપરાંત ગાય, ભેંસ, બકરાં, ઘેટાં(મેંઢાં), ઘોડા, ઊંટ, ગધેડા, કુતરા વગેરે તમામ પાળવા

લાયક જનાવરો આ દેશમાં જણાએલ છે. હિમાલયમાં કસ્તુરીમૃગ અને ચમરીગાય થાય છે. કાશ્મીરમાં જે ઘેટાં થાય છે તેનું ઊન ઘણું વખણાય છે,

દક્ષિણના જંગલમાં ઘણા ઝેરી સાપ થાય છે, અને તેમાંના કેટલાક બહુ લાંબા હોય છે. કેટલીક નદીઓમાં મગર પણ જોવામાં આવે છે.

મોર, પોપટ, ગીધ, સમડી, કાગડા, કોયલ, તીતર, અને ચકલી સામાન્ય રીતે ઘણી જગાએ જોવામાં આવે છે. આ ઉપરાંત બીજી ઘણી જાતનાં પક્ષી આ દેશમાં છે. ખીસકોલી સાધારણ રીતે દરેક જગાએ જોવામાં આવે છે.

**વસ્તીઃ**–હિંદુસ્તાનના સામ્રાજ્યની વસ્તી ઇ. સ. ૧૯૧૧ની ગણતરી પ્રમાણે ૩૧$\frac{1}{2}$ કરોડની છે. આખા બ્રિટિશ સામ્રાજ્યની વસ્તીનો આ પોણો ભાગ છે, અને પૃથ્વીની આખી વસ્તીનો લગભગ છઠ્ઠો ભાગ છે. આ વસ્તી મુંબાઈ ઇલાકાની વસ્તી કરતાં ૮ ગણી છે.

મધ્ય હિંદુસ્તાનના ડુંગરો અને રજપુતાનાના પશ્ચિમ ભાગમાંના રણ તરફ વસ્તી ઘણીજ ઓછી છે, અને ગંગા અને બ્રહ્મપુત્રાના પ્રદેશમાં, દક્ષિણ હિંદુસ્તાન અને કિનારાના સપાટ ફળદ્રુપ પ્રદેશમાં વસ્તી ઘાડી છે.

આ દેશમાં ૫૦,૦૦૦થી વધારે વસ્તીવાળાં માત્ર ૭૫ શહેર છે, અને તેમાં આખી વસ્તીના માત્ર ત્રણ ટકા કરતાં સહેજ વધારે લોક રહે છે. આ ઉપરથી જણાય છે કે વસ્તીનો ઘણો ભાગ ખેતી પર પોતાનું ગુજરાન ચલાવે છે.

હિંદુસ્તાનના ક્ષેત્રફળના ત્રણ ભાગમાં અંગ્રેજી અમલ છે, અને બે ભાગમાં દેશી રાજાનો અમલ છે, પણ વસ્તીના ચાર ભાગ બ્રિટિશ મુલકમાં, અને એક ભાગ દેશી રાજ્યમાં રહે છે. આ ઉપરથી જણાય છે કે અંગ્રેજી મુલકમાં દેશી રાજ્યો કરતાં વસ્તી વધારે ઘાડી છે.

**જાતોઃ**–જેમ બીજા દેશોમાં વસનારા ઘણું કરીને બધા લોકો એકજ ધર્મ પાળે છે, એકજ ભાષા બોલે છે, અને એકજ

જાતના હોય છે તેમ હિંદુસ્તાનમાં નથી. દેશ બહુ વિશાળ હોવાને લીધે, એક બીજાની સાથે સંબંધ ઓછો હોવાને લીધે, તેમ બીજી જાતો વાયવ્ય તરફથી અહીં આવી વસી તેથી ઘણી જાતો અને ઘણી ભાષા અહીં જોવામાં આવે છે. છેક નીતિ અને કેળવણીની ટોચે પહોંચેલા લોકથી છેક હલકામાં હલકા જંગલી લોક પણ હિંદુસ્તાનમાં છે. મુખ્ય જાતો નીચે પ્રમાણે છે:-

**कोलेरीअनो**—છોટાનાગપુર અને મધ્ય પ્રાંતમાં, તેમજ કેટલેક બીજે ઠેકાણે પહાડી જંગલોમાં આ જાત મોટી સંખ્યામાં જોવામાં આવે છે. આ લોકો અનાર્ય છે.

**द्रावीडो**—આ લોકો કેળવાએલા પણ આર્યથી જુદા છે. તેઓ હિંદુસ્તાનની આખી વસ્તીનો લગભગ પાંચમો ભાગ છે, અને દક્ષિણ હિંદુસ્તાનમાં રહે છે. ગોંડ નામની દ્રાવીડીઅનની શાખા ઉપલી અનાર્ય પ્રજા જેવી જંગલી સ્થિતિમાં છે.

**आर्य**-હિંદુસ્તાનમાં ઉંચામાં ઉંચી કેળવણીવાળી અને વસ્તીનો મુખ્ય ભાગ આર્ય છે. તેઓએ ધીમે ધીમે ઉત્તરથી દક્ષિણ તરફ ફેલાઈ પોતાના ઉંચા સંસ્કારની છાપ બીજા પર પાડી છે. ઉત્તર ભાગમાં આર્ય લોકોની વસ્તી વધારે છે.

**मोंगोल** જાતના લોક બ્રહ્મદેશમાં અને હિમાલયના તિબેટ તરફના ભાગમાં વસે છે, અને તેમની વસ્તી કૂલ વસ્તીના લગભગ ત્રણ ટકા છે.

**मुसलमान** લોકોએ હિંદુસ્તાનના જુદા જુદા ભાગમાં રાજ્ય સ્થાપ્યું હતું, તેથી એ લોકોની વસ્તી જુદા જુદા ભાગમાં જોવામાં આવે છે. કૂલ વસ્તીના ૨૦ ટકા મુસલમાન લોક છે.

**पारसी** લોકો ઇરાનમાંથી આવી મુંબઈ ઇલાકાના પશ્ચિમ કિનારા પર વસ્યા. એની વસ્તી લગભગ એક લાખ છે. આ લોકો સાહસિક અને વિદ્વાન છે.

**याहुदी** લોકોની વસ્તી કોંકણમાં વધારે જોવામાં આવે છે.

**ख्रिस्ती** લોકોની વસ્તી વધારે મદ્રાસ ઇલાકામાં જોવામાં આવે છે, અને તેમની કૂલ વસ્તી આસરે ૩૦ લાખ છે.

**ભાષાઓઃ**—જુદી જુદી જાતોની મૂળ ભાષાઓ જુદી હતી તેમાં પણ વિભાગ પડી હાલ હિંદમાં બોલાતી કૂલ ભાષાની સંખ્યા ૧૪૭ થઈ છે. એમાંની ઘણીખરીનાં મૂળ સંસ્કૃત, દ્રાવીડી કે બ્રહ્મી છે.

આસરે ૨૨ કરોડ લોક સંસ્કૃતમાંથી ઉત્પન્ન થએલી ભાષાઓ, ૫ કરોડ દ્રાવીડી ભાષાઓ, અને ૧ કરોડ અન્ય ભાષા બોલે છે.

**સંસ્કૃત ભાષામાંથી નીકળેલી** બંગાળી, ઉર્ય (ઓઢીઆમાં બોલાતી), હિંદી, પંજાબી, મરાઠી, ગુજરાતી, અને સિંધી ભાષાઓ આર્ય લોકની છે.

**હિંદુસ્તાની અથવા** *ઉર્દુ ભાષા અરબી અને ફારસી ભાષાના શબ્દોથી મિશ્રિત હિંદી ભાષા છે. મુસલમાનો હિંદમાં આવી હિંદી ભાષા બોલવા લાગ્યા, ત્યારે જથાબંધ ફારસી અને અરબી શબ્દો વાપરવા લાગ્યા. હાલ પણ હિંદી ભાષા બોલવામાં જ્યારે હિંદુ લોકો વધારે સંસ્કૃત શબ્દો વાપરી બોલે છે, ત્યારે તે હિંદુસ્તાની કહેવાય છે, અને તેજ ભાષા મુસલમાન, ફારસી અને અરબી શબ્દો પણ વાપરીને બોલે છે, ત્યારે તેને લોકો ઉર્દુ કહે છે. આખા હિંદુસ્તાનમાં એ જાણીતી ભાષા છે.

**દ્રાવીડી ભાષાઓ** ખાસ મદ્રાસ ઇલાકામાં બોલવામાં આવે છે. તેમાંની મુખ્ય તામીલ (દક્ષિણ મદ્રાસની), તેલુગુ (ઉત્તર મદ્રાસની), મલાયમ (મલબાર કિનારની), કાનડી (કેનેડા, મ્હૈસુર, અને કર્ણાટકના ઉચ્ચ પ્રદેશની), અને ગોંડ (મધ્ય હિંદુસ્તાનના ગોંડ લોકની) છે. આ ભાષાઓની અંદર સંસ્કૃત ભાષાના ઘણા શબ્દો દાખલ થએલા છે.

**બ્રહ્મી ભાષાઓ** ચીન દેશની ભાષા જેવી છે, અને તે ઇશાન સરહદ પર અને બ્રહ્મદેશમાં બોલાય છે.

**અંગ્રેજી ભાષાનો** હિંદુસ્તાનના જુદા જુદા ભાગમાં અભ્યાસ થાય છે, અને સરકારી મોટી કચેરીમાં એ ભાષા વપરાય છે.

* ઉર્દુ=છાવણી.

**ધર્મો:**—

હિંદુસ્તાનની વસ્તીનો મોટો ભાગ ( ૭૦ ટકા ) હિંદુ ધર્મ પાળે છે. તેનાથી ઉતરતી સંખ્યા ( ૨૦ ટકા ) મુસલમાની ધર્મ માને છે. વાયવ્ય પ્રાંત અને પૂર્વ બંગાળા તરફ મુસલમાન લોકોની વસ્તી વધારે છે. બૌદ્ધ ધર્મ માનનારાની સંખ્યા કૂલ વસ્તીના ૩ ટકા છે, અને તેઓ બ્રહ્મદેશ, સિકીમ, અને કાશ્મીરના ઈશાન ભાગમાં વસે છે. એ ઉપરાંત જૈન, સીખ, પારસી, અને ખ્રિસ્તી ધર્મો પણ હિંદુસ્તાનમાં જોવામાં આવે છે.

જૈન ૧૩ લાખ, સીખ ૨૨ લાખ, અને ખ્રિસ્તી ૩૦ લાખ છે. ડુંગરમાં રહેનારી અનાર્ય વસ્તી (૮૬ લાખ) ઝાડ, સાપ વગેરેનેજ દેવ માને છે.

**ધંધાઓ:**—હિંદુસ્તાનમાં લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે, અને વસ્તીના ⅔ ભાગ ખેતી પર ગુજરાન ચલાવે છે. એથી ઉતરતો ધંધો વણવાનો છે, અને તેમાં ૭૫ લાખ રોકાએલા રહે છે. વણનારાની સંખ્યાના ⅔ કરતાં વધારે લોક હાથે કાપડ વણી પોષણ મેળવે છે. જુના વખતથી હિંદુસ્તાનની મલમલ વખણાય છે. અગાઉ હિંદુસ્તાનથી રેશમી અને સુતરાઉ કાપડ પરદેશ ઘણું મોકલવામાં આવતું હતું, પણ તેને બદલે હાલ યુરોપથી ઘણું કાપડ હિંદુસ્તાનમાં આવે છે. કેટલાક ધંધાઓની પેદાશ માત્ર હિંદુસ્તાનમાં ખપી જાય છે. હિંદુસ્તાનની શેત્રંજી, કીનખાબ, સોનેરી અને રૂપેરી કસબનું કામ, સોના, રૂપા, હાથીદાંત અને સુખડનું કોતરકામ, મલમલ અને જવાહીરના દાગીના હજી વખણાય છે, અને કેટલોક માલ પરદેશ ખાતે જાય છે. હિંદુસ્તાનમાં ઈ. સ. ૧૯૦૫માં ૧૧૪ કોયલાની ખાણ, ૩૪ શણની મિલ, અને ૧૯૭ કાપડની મિલ હતી. કાપડની મિલોનો મોટો ભાગ મુંબઈ અને ગુજરાતમાં અને શણની મિલો બંગાળામાં છે.

**ખનીજ:**—હિંદુસ્તાનની ખાણોની હાલ સુધી જોઈએ તેટલી શોધ થએલી નથી, તે છતાં ઘણી જગાએથી કોયલા, લોખંડ, મીઠું, સોનું, કલાઈ વગેરે ખોદી કાઢવામાં આવે છે.

**कोयला** બંગાળા, આસામ, મધ્ય પ્રાંતો, અને મદ્રાસમાંથી જડે છે, પણ તે વિલાયતી કોયલા કરતાં હલકા છે. એકલા બંગાળામાં ૧૦૫ કોયલાની ખાણો છે. **लोखंड** આખા હિંદુસ્તાનમાં મળે છે. મદ્રાસ અને વિંધ્યની ખીણમાંથી જે કાચું લોખંડ નીકળે છે તે ઘણું ઉત્તમ ગણાય છે. **केरोसीन** તેલ બ્રહ્મદેશમાંથી નીકળે છે. **मीठुं** પંજાબના ( સૉલ્ટ રેન્જ ) મીઠાના ડુંગરમાંથી પુષ્કળ નીકળે છે. **कलाई** માત્ર બ્રહ્મદેશના ટિનાસરીમમાંથી નીકળે છે. ઉપલા ખનીજો મોટા જથામાં નીકળે છે. એ ઉપરાંત જે ખનીજો થોડા જથામાં નીકળે છે તે નીચે પ્રમાણે છે.

**सोनुं** મ્હૈસુરમાં, **तांबु** અને **सीसुं** બંગાળા અને બીજા ભાગમાં, **हीरा** ગોવલકોંડામાં, **माणेक** ઉપલા બ્રહ્મદેશમાં, **अबरख** છોટાનાગપુર અને બહારમાં, **प्लम्बेगो** ત્રાવણકોરમાં, અને **मंगेनीझ** મદ્રાસ ઇલાકો, ગુજરાત વગેરે ભાગમાં જડે છે.

**खेतीनी पेदाशः**—જુદી જુદી હવાને લીધે અનેક જાતની જુદી જુદી પેદાશ થાય છે. દરીઆકિનારા પર વરસાદ વધારે હોવાને લીધે ડાંગર, દક્ષિણની કાળી જમીનમાં રૂ, પંજાબમાં પોટો ઘઉં, ગુજરાતમાં હાંસીઓ ઘઉં, બંગાળામાં શણ, અને આસામ તરફ ચા પુષ્કળ થાય છે. સામાન્ય અનાજ બધે ઠેકાણે થાય છે.

**मुख्य पेदाशः**—**अनाज**માં ઘઉં, ચોખા, બાજરી, જુવાર, ચણા, કઠોળ વગેરે; **तेली बीआं**માં અળસી, તલ, સરસવ, દિવેલી, શીંગ, અને ખરસાણી; **रेशा**માં રૂ, શણ, રેશમ, અને ઊન; **रंगमां** ગળી અને કોસુંબ; **औषधिमां** સિંકોના, અફીણ, ગાંજો, તમાકુ, ચા, બુંદ વગેરે છે.

**चोखा**—નદીઓના મુખ આગળના ત્રિકોણ પ્રદેશમાં અને જ્યાં આગળ પાણી વિશેષ હોય છે ત્યાં ઘણા પાકે છે. ( બંગાળા અને દરીઆ-કિનારાના ભાગમાં). **घउं** પંજાબ, મધ્ય પ્રાંતો, ખાનદેશ અને ગુજરાત-માં થાય છે, ઓછા વરસાદવાળા મુલકનો એ શિયાળુ પાક છે. **जुवार, बाजरी,** અને **रागी** લગભગ ઓછા વરસાદવાળી ઘણી જગાએ ઊગે છે.

**અળસી** મધ્ય પ્રાંતો, મુંબઈ ઇલાકો અને સંયુક્ત પ્રાંતોમાં થાય છે. **તલ** ગુજરાત, મદ્રાસ, બંગાળા, અને બ્રહ્મદેશમાં થાય છે. **રૂ** ગુજરાત, દક્ષિણ મહારાષ્ટ્ર, વરાડ, સિંધ, અને નિઝામના મુલકમાં થાય છે. **શણ** પૂર્વ બંગાળામાં થાય છે. **ચા** આસામ અને ઉત્તરબંગાળા, પંજાબ, અને નીલગિરિમાં થાય છે. **બુંદ** દક્ષિણ હિંદુસ્તાનમાં નીલગિરિ પર થાય છે. **અફીણ** બહાર અને માળવામાં થાય છે.

કેરી, કેળાં, નારંગી, ફણસ, શેરડી, લીંબુ, જમરૂખ, પપાંઉ, સીતાફળ, અને અનનાસ મુખ્ય મેવા છે. આ ઉપરાંત કાથો, લાખ, રબર, ગોળ, અને નાળિએરના છોડામાંથી વણેલાં દોરડાં પણ વનસ્પતિની પેદાશ છે.

**વેપાર:—**

હિંદુસ્તાનના પ્રદેશનો દરીઆ મારફતનો કુલ વેપાર ( આવકજાવક મળીને ) ૧૯૧૦ના વરસની ગણતરી પ્રમાણે ૩ અબજ ૯૦ કરોડ રૂપીઆનો છે. એમાંનો લગભગ $\frac{1}{3}$ વેપાર ઇંગ્લંડ જોડે, તેનાથી ઉતરતો જર્મનિ જોડે, પછી ચીન, પછી યુનાઇટેડ સ્ટેટ્સ, પછી ફ્રાન્સ અને જાપાન વગેરે દેશો જોડે છે.

મુખ્ય નિકાસ (૧૯૧૦-૧૧) કિંમતના પ્રમાણમાં નીચે પ્રમાણે છે:— રૂ ( ૩૬ કરોડ રૂપીઆનું ), ચોખા ( ૨૩ કરોડ ), શણ ( ૧૫ કરોડ ), તેલી બીઆં ( ૨૫ કરોડ ), ઘઉં ( ૧૨ કરોડ ), ચા ( ૧૨ કરોડ ), લાખ (૨ કરોડ), ઊન (૨ કરોડ ને ૮૦ લાખ), બુંદ (૧ કરોડ ને ૩૩ લાખ), અને ગળી ( ૩૩ લાખ રૂપીઆની ) છે.

મુખ્ય આયાત (૧૯૧૦-૧૧) કિંમતના પ્રમાણમાં નીચે પ્રમાણે છે:—

સુતરાઉ કાપડ અને સુતર ( ૪૪ કરોડ ૮૦ લાખ રૂપીઆનું ), ખાંડ ( ૧૩ કરોડ ), સાંચાકામ ( ૪ કરોડ ૭૩ લાખ ), ગરમ કાપડ (૩ કરોડ), ધાતુ ચપ્પુ વગેરે લોખંડનો સામાન (૧૭ કરોડ), દારૂ (૨ કરોડ), રેશમી કાપડ ( ૩ કરોડ ), રેલવેનો સામાન ( ૪ કરોડ ), કાચ, રંગો, કાચું રેશમ, કાગળ, અને મીઠું છે.

જમીનમાર્ગનો હિંદુસ્તાનની સરહદ પરના મુલકો જોડે ( અફઘાનિસ્તાન, નેપાળ વગેરે ) આસરે ૧૪ કરોડ રૂપીઆનો વેપાર ધારવામાં આવે છે.

દરીઆમાર્ગનો બધો વેપાર કલકત્તા, મુંબઈ, રંગુન, મદ્રાસ, કરાંચી, અને ચિતેગાંવ એ ૬ મુખ્ય બંદરો ચલાવે છે. કલકત્તા અને મુંબઈ બંદર પાસે લગભગ ૭૫ ટકા વેપાર છે. ત્યારપછી રંગુન, કરાંચી, મદ્રાસ, અને ચિતેગાંવ છે.

**વેપારના માર્ગો:**—હિંદુસ્તાનમાં અંગ્રેજી રાજ્યની અગાઉ વેપારને માટે માર્ગોની બહુ સગવડ નહોતી. હાલ રેલવે થવાને લીધે તથા લુટારાઓનો ભય ન હોવાને લીધે વેપારીઓને અડચણ ભોગવવી પડતી નથી. સિંધુ, ગંગા, બ્રહ્મપુત્રા, અને ઇરાવદી નદી, અને તેને મળનારી નદીઓ એ મોટા જળમાર્ગો છે, અને તેમાં વહાણો ચાલે છે. બીજી નદીઓ જળમાર્ગ તરીકે નકામી છે, કારણ કે તેમાં ઉનાળામાં પાણી ઓછું હોય છે, અને ચોમાસામાં પાણીનો પ્રવાહ ઘણો જોરમાં હોવાથી વહાણો તેમાં ફરી શકતાં નથી.

**રેલવે માર્ગો:**—આજે હિંદુસ્તાનમાં લગભગ ૩૦,૦૦૦ માઇલ રેલવે સડક છે, અને એમાંની અડધી કરતાં વધારે મોટા માપની સડક છે. રેલવેથી મુસાફરી ઘણા ટુંકા વખતમાં થાય છે. દાખલા તરીકે મુંબઇથી પેશાવર, ૧,૪૫૦ માઇલ,* કલકત્તા નાગપોરને રસ્તે ૧,૨૨૧ માઇલ, દિલ્હી ૮૬૫ માઇલ, અને મદ્રાસ ૭૯૪ માઇલ દૂર છે, છતાં આગગાડીને રસ્તે એ શહેરોમાં જતાં અનુક્રમે ૪૯, ૪૨, ૨૭½, અને ૩૩ કલાક લાગે છે. મુંબઇથી જી. આઈ. પી. ને રસ્તે પેશાવર જતાં કલ્યાણ, ઇગતપુરી, મનમાડ, ભુસાવળ, ભોપાળ, ઝાંસી, આગ્રા, દિલ્હી, અંબાલા, અમૃતસર, અને લાહોર શહેર આવે છે. નાગપોરને રસ્તે કલકત્તા જતાં કલ્યાણ, ઇગતપુરી, મનમાડ, ભુસાવળ, નાગપોર, રાયપોર, અને બિલાસપુર શહેર આવે છે. મુંબઇથી મદ્રાસ જતાં કલ્યાણ, પુના, ધોંડ, હોતગી, રાયપુર, ગુત્તી, અને આર્કોનમ છે. મુંબઇથી દિલ્હી જી. આઈ. પી. ને રસ્તે જતાં ૨૯ કલાક લાગે છે, અને બી. બી. ઍન્ડ સી. આઈ. રેલવેને રસ્તે દિલ્હી જતાં ૨૭½ કલાક લાગે છે. બી. બી. ઍન્ડ

* આ બધા આંકડા આપેલા છે તે ગોખવાના નથી. રસ્તાઓ બતાવેલા છે તે નકશા પર બતાવવા સારુ રાખેલા છે.

સી. આઈ. રેલવેએ દિલ્હી જવા સારૂ નાગદા મથુરા રેલવે કાઢી છે, તેથી વખત થોડો લાગે છે. પાછલે રસ્તે સુરત, વડોદરા, ગોધરા, રતલામ, નાગદા, કોટા, ભરતપુર, અને મથુરા આવે છે. મુંબઈથી જમીનમાર્ગે કરાંચી ૫૯૩ માઇલ દૂર છે, અને ત્યાં ૪૪ કલાકમાં જવાય છે; પણ ત્રણ જગાએ અમદાવાદ, મારવાડ, અને હૈદરાબાદ આગળ ગાડી બદલવી પડે છે. મોટામાં મોટી રેલવે નૉર્થ વેસ્ટર્ન રેલવે ( ૩,૦૦૬ માઇલ ) કરાંચી, પેશાવર, અને લાહોર શહેર આગળ થઈને જાય છે.

**ટેલિગ્રાફ અને પોસ્ટઃ**—એક ગામથી બીજે ગામ જલદી સંદેશા મોકલવા સારૂ સરકારે ઠામ ઠામ તારઑફિસો રાખેલી છે વીજળીના તારની લંબાઈ ૧૯૦૫–૦૬ની આખરીએ ૨,૨૭,૦૦૦ માઇલ હતી. રેલવે ન હોય એવી જગાએ પણ વ્યવહાર માટે તારઑફિસ કાઢવામાં આવી છે, અને ઘણીખરી દરેક પોસ્ટઑફિસ જોડે તારઑફિસ હોય છે. હિંદુસ્તાનનાં બધાં ગામોમાં પોસ્ટ મારફત કાગળ વહેંચાય છે.

**રાજ્યવહીવટઃ**—

ઇંગ્લંડના મહારાજા હિંદુસ્તાનના શહેનશાહ છે. ઇંગ્લંડમાં હિંદુસ્તાનના રાજ્ય ઉપર દેખરેખ રાખવા એક પ્રધાન નીમવામાં આવે છે. હિંદુસ્તાનમાં મુખ્ય *સુબો વાઇસરૉય અને ગવર્નર જનરલ અને તેની કારભારી મંડળી રાજ્યવહીવટ ચલાવે છે. હિંદી પ્રધાન, વાઇસરૉય, બંગાળા, મુંબઈ અને મદ્રાસના ગવર્નર, લશ્કરી ખાતાના વડા, વાઇસરૉય અને બંગાળા મુંબઈ અને મદ્રાસના ગવર્નરની કારભારીમંડળીના સભાસદો, અને હાઇ કોર્ટના જડજોની નીમણૂક નામદાર શહેનશાહ પોતે કરે છે. વાઇસરૉયની કારભારી મંડળી ૮ સભાસદ, લશ્કરી ખાતાનો વડો, અને વાઇસરૉયની બનેલી છે. કાયદા બાંધવાના કામ માટે એક કાયદા બાંધનારી સભા હોય છે, અને તે વાઇસરૉયને તે કામમાં મદદ કરે છે. એ સભામાં ઉપલા દસ ઉપરાંત વાઇસરૉયના નીમેલા ૩૫ પૈકી ૨૮ સરકારી અમલદારો

---

* ગવર્નર જનરલ રાજાનો પ્રતિનિધિ છે, માટે તે વાઇસરૉય (રાજાનો પ્રતિનિધિ) પણ કહેવાય છે.

અને ૭ અમલદાર સિવાયના સભાસદ હોય છે. એ ૩૫ સભાસદ ઉપરાંત ૨૫ લોકો તરફથી ચૂંટી કાઢેલા પ્રતિનિધિ છે. આ પ્રમાણે કૂલ ૭૦ સભાસદો છે.

આ પ્રમાણે હિંદુસ્તાનમાં સૌથી ઉપરી અમલદાર વાઇસરૉય અને ગવનર જનરલ છે, અને તે પોતાની કારભારીમંડળી સહિત રાજ્ય ચલાવે છે. એના હાથ નીચેના અમલદારો જુદા જુદા પ્રાંત પર અમલ ચલાવે છે. મદ્રાસ, મુંબઈ, અને બંગાળા ઇલાકામાં ગવર્નર અમલ ચલાવે છે, અને તે દરેકને મદદ કરવાને કારભારી મંડળ હોય છે. એ કારભારી મંડળ ૩ સભાસદ અને ગવર્નરનું બનેલું હોય છે. કાયદા બાંધવાના કામમાં એને મદદ કરવા એક કાયદા બાંધનારી સભા હોય છે, અને તેમાં ગવર્નર અને ૩ સભાસદ ઉપરાંત કેટલાક સરકારે નીમેલા, અને કેટલાક લોકોના ચૂંટી કાઢેલા સભાસદો હોય છે. બહાર અને ઓરીસાના પ્રાન્તો, સંયુક્ત પ્રાંતો, પંજાબ, અને બ્રહ્મદેશ પર લેફ્ટેનેન્ટ ગવર્નર અમલ ચલાવે છે. એની નીમણૂક વાઇસરૉય કરે છે. લેફ્ટેનેન્ટ ગવર્નરને મદદ કરવા કારભારીસભા હોતી નથી, પણ ગવર્નરોની માફક કાયદા બાંધવામાં મદદ કરવા એક કાયદા બાંધનારી સભા હોય છે. આસામ, મધ્ય પ્રાંતો, સરહદ પરનો વાયવ્ય પ્રાંત, અજમેર, કુર્ગ, અંદામાન અને નિકોબાર, અને બલુચિસ્તાનમાં ચીફ કમિશનર રાજ્ય કરે છે. એ ચીફ કમિશનરને મદદ કરવા એક મંડળ હોતું નથી, તેથી બધું કામકાજ તે પોતે કરે છે. પ્રાંતોના જિલ્લામાં વિભાગ પાડવામાં આવ્યા છે. એ જિલ્લાઓનું સરાસરી ક્ષેત્રફળ ૩,૮૦૦ ચો. મા. અથવા અમદાવાદ જિલ્લા જેવડું છે. જે જિલ્લા પર ઠરવેલા કાયદાકાનુન પ્રમાણે અમલ ચલાવવામાં આવે છે તે "રેગ્યુલેશન ડિસ્ટ્રિક્ટ" કહેવાય છે, અને એનો ઉપરી અમલદાર મેજીસ્ટ્રેટ અને કલેક્ટર કહેવાય છે; કારણ કે સલાહશાંતિ રાખવાનું અને મહેસુલ એકઠું કરવાનું કામ તેનાં છે. જે જિલ્લાના લોકો કેળવણીમાં આગળ વધ્યા નથી, અથવા જેના ઉપર અંગ્રેજી અમલ તાજેજ થએલો હોય છે તે જિલ્લામાં ઉપરી અધિકારીને કાયદાને છેક વળગી ન રહી પોતાની

વિવેકબુદ્ધિથી વર્તવા વિશેષ છૂટ આપવામાં આવે છે, તેવા જિલ્લાને "નૉન રેગ્યુલેશન ડિસ્ટ્રિકટ" કહે છે, અને તેનો ઉપરી ડેપ્યુટી કમિશનર કહેવાય છે. પ્રાંતના જિલ્લાના સમૂહ પાડી વિભાગ પાડવામાં આવે છે, અને તે દરેક વિભાગના ઉપરીને કમિશનર કહે છે. આપણા ઉત્તર વિભાગમાં પંચમહાલ જિલ્લો થોડાં વર્ષ અગાઉ નૉન રેગ્યુલેશન ડિસ્ટ્રિકટ હતો. સિંધ વિભાગ "નૉન રેગ્યુલેશન" પ્રાંત છે. જ્યાં જ્યાં ચીફ કમિશનર મુખ્ય સત્તાધિકારી છે, તે બધા પ્રાંતો "નૉન રેગ્યુલેશન" પ્રાંતો છે.

આ ઉપરથી સમજાશે કે આપણી માયાળુ અંગ્રેજ સરકાર દેશીઓની યોગ્યતાની કદર કરી તેમને રાજ્યકારભારમાં અગત્યનો ભાગ આપે છે. તેને માટે આપણે સરકારના આભારી છીએ.

હિંદુસ્તાનનો $\frac{2}{5}$ ભાગ દેશી રાજાઓના હાથ નીચે છે. મોટાં દેશી રાજ્યોમાં સરકાર તરફથી દેખરેખ રાખવાને, રાજાને સલાહ આપવાને તથા તે રાજ્યમાં અંધાધુંધી ન ચાલે તે જોવાને એક બ્રિટિશ અમલદાર રહે છે, અને તેને "રેસિડન્ટ" કહે છે. જો પાસ પાસે રાજ્યો નાનાં હોય, તો આખા સમૂહને માટે એક અમલદાર રહે છે અને તેને "એજન્ટ ટુ ધ ગવર્નર જનરલ" કહે છે. ઇલાકાને લગતાં નાનાં રાજ્યો તે ઇલાકાના ગવર્નરની દેખરેખ નીચે રાખવામાં આવ્યાં છે. ગવર્નર પોતે પોતાની તરફથી ત્યાં એક અમલદાર નીમે છે અને તે અમલદાર "એજન્ટ ટુ ધ ગવર્નર કહેવાય છે. પહેલા વર્ગનાં રાજ્યો નિઝામ, મ્હૈસુર, વડોદરા, અને કાશ્મીર છે. રજપુતાના એજન્સિ, મધ્ય હિંદુસ્તાન એજન્સિ, અને બલુચિસ્તાન એજન્સિ એ નાનાં રાજ્યોના સમૂહ છે. ઇલાકાને લગતાં રાજ્યોની વ્યવસ્થા જે પ્રમાણે આપણા ઇલાકામાં છે તે પ્રમાણે બધે છે. પ્રાંતો અથવા ઇલાકાના ઉપરીને સોંપેલાં દેશી રાજ્યોની હકીકત તે પ્રાંત વિષે લખ્યું હોય ત્યાં આપી છે. ઉપર લખેલાં ચાર મોટાં રાજ્યો અને ત્રણ એજન્સિઓ વાઇસરૉયની સીધી દેખરેખ નીચે છે, તેનું છુટું વર્ણન આપવામાં આવ્યું છે.

**હિંદુસ્તાનના રાજ્યની ઉપજઃ—** ઇ. સ. ૧૯૦૫–૬માં હિંદુસ્તાનની ઉપજ ૧૨૭ કરોડ રૂપીઆની હતી, એમાંનો લગભગ

ચોથો ભાગ ખેડુતો સરકારી જમીન ખેડે છે તે બદલ આપે છે. રેલવે ( સરકારી )ની ઉપજ ચોથા ભાગ કરતાં પણ વધારે છે. મીઠું, અફીણ, જકાત, આબકારીખાતું. પોસ્ટઑફિસખાતું, ટેલિગ્રાફખાતું વગેરે બીજા ખાતામાંથી સરકારની બાકીની મહેસુલ ઉત્પન્ન થાયછે.

**खरचः**—ઉપજનો લગભગ ચોથો ભાથ લશ્કરીખાતામાં, ચોથો ભાગ રેલવે ખરચમાં, ચોથો ભાગ સરકારી અમલદારોના પગારમાં, અને બાકીનો ચોથો ભાગ ઇરિગેશન, પબ્લિક વર્કસ ખાતું, વ્યાજ, પોસ્ટઑફિસ વગેરેના સામાન્ય ખરચમાં જાય છે.

**लश्करः**—હિંદુસ્તાનમાં અંગ્રેજી અને દેશી લશ્કર લગભગ ૨૩ લાખ માણસનું છે. એ ઉપરાંત દેશી રાજાઓ પોતાને ખરચે અંગ્રેજી પદ્ધતિએ લશ્કર કેળવે છે, અને તે સરકારને જરૂરને પ્રસંગે આપે છે. એવું લશ્કર લગભગ ૧૭,૦૦૦ માણસનું છે. તે ઉપરાંત કેટલાક માણસો રાજીખુશીથી સરકારને અમુક પ્રસંગે મદદ કરવા લશ્કરી કેળવણી લે છે. એવું લશ્કર લગભગ ૧૩,૦૦૦ આદમીનું બનેલું છે.

**केळवणीः**—અંગ્રેજ સરકારે કેળવણી આપવા માટે પ્રાથમિક શાળાઓ, માધ્યમિક શાળાઓ, હાઇ સ્કૂલો, અને મહા વિદ્યાલયો સ્થાપેલાં છે. કલકત્તા, મુંબઈ, મદ્રાસ, લાહોર, અને અલાહાબાદમાં વિશ્વવિદ્યાલયો સ્થાપેલાં છે. આ વિશ્વવિદ્યાલયો પરીક્ષા લે છે અને પદવી આપે છે. હુન્નરકળાનું જ્ઞાન આપવા, વૈદકનું જ્ઞાન આપવા, ખેતીવાડીનું જ્ઞાન આપવા, અને કાયદાનું જ્ઞાન આપવા સરકારે જુદાં જુદાં વિદ્યાલયો સ્થાપેલાં છે. સ્ત્રીઓને કેળવણી આપવાથી લોકોની સામાજિક સ્થિતિ સુધરશે, તેવા હેતુથી સરકારે ઠામ ઠામ છોકરીઓની નિશાળો કાઢી છે. અંગ્રેજી રાજ્યની અગાઉ કેળવણી આપવા આવી તરેહની સંસ્થાઓ નહોતી. ઉંચી કેળવણી દરેક જગાએ અંગ્રેજીમાં આપવામાં આવે છે. સરકાર આટલી બધી કાળજી લે છે તે છતાં કેટલાંક માબાપો હજી પોતાનાં છોકરાંને નિશાળે મોકલતાં નથી, અને તેથી હિંદુસ્તાનનો ઘણો ભાગ હજી અભણ છે.

## मद्रास इलाको.

મુંબઈ ઇલાકાની દક્ષિણે આવેલો મદ્રાસ ઇલાકો અંગ્રેજ સરકારના તાબાનો જુનામાં જુનો પ્રાંત છે. એમાં દક્ષિણ હિંદુસ્તાનનો ઘણો ભાગ અને બંગાળાના ઉપસાગરનો બધો પશ્ચિમ કિનારો આવેલો છે. ત્રણ બાજુએ દરીઓ હોય એવો આ પ્રાંત સિવાય હિંદુસ્તાનમાં બીજો કોઇ પણ પ્રાંત નથી. મુંબઈ ઇલાકા કરતાં આ ઇલાકો ક્ષેત્રફળમાં નાનો છે, પણ એમાં વસ્તી ૪,૬૨,૦૦,૦૦૦ મુંબઇ ઇલાકાની વસ્તી કરતાં સવાગણી છે.*

આ પ્રદેશનો કેટલોક ભાગ ઉચ્ચ પ્રદેશ છે, કારણ કે દક્ષિણ હિંદુસ્તાનના ત્રિકોણાકાર ઉચ્ચ પ્રદેશનો શિખરવાળો ભાગ આ ઇલાકામાં આવેલો છે. કિનારા પરના પ્રદેશો સપાટ નિચાણના પ્રદેશો છે. એ ઇલાકામાં વહેનારી નદીઓમાં **गोदावरी**, **कृष्णा**, અને **कावेरी** મોટી છે. તે ઉપરાંત **पेन्नेर**, **पालार**, **पन्नार**, અને **कोलेरुन** છે. આમાંની પહેલી ત્રણ પશ્ચિમ તરફથી નીકળી પૂર્વઘાટ ઓળંગી બંગાળી સમુદ્રને મળે છે. કોલેરુન, કાવેરી નદીના મુખ આગળનો ફાંટો છે. **वैगा** ત્રાવણકોરના ડુંગરમાંથી નીકળી પાકની સામુદ્રધુનીમાં પડે છે. આ બધી નદીઓમા બંધ બાંધી તેનું પાણી નહેર વડે ખેતરોને પુરૂં પાડવામાં આવે છે. **चिल्का**, **कोलर**, અને **पुलिकट** એ ત્રણ આ ઇલાકામાં સરોવર છે.

આ ઇલાકામાં ૧૭૦૦ માઇલ લાંબો દરીઆકિનારો આવેલો છે, પણ એકે બંદર સારૂં નથી. મદ્રાસનું બંદર ઘણે ખરચે બાંધવામાં આવ્યું છે. તે છતાં જેવી મુંબઈ અને કલકત્તાના બારામાં સગવડ છે તેવી અહીં નથી.

વિષુવવૃત્તની પાસે હોવાને લીધે આ ઇલાકાની હવા હિંદુસ્તાનના બીજા ભાગો કરતાં ગરમ છે, પણ દરીઓ નજીક હોવાથી

---

* શિક્ષકે દેશની સીમા નકશા પરથી શીખવવી. હિંદુસ્તાનની સામાન્ય ભૂગોળમાં પ્રાંતો વિષેની જે હકીકત આવી ગઈ હોય તે ફરીથી પ્રાંત શીખવતી વખતે શીખવવી.

અતિશય ગરમી કે ઠંડી જોવામાં આવતી નથી, અર્થાત્ ગરમી કે ઠંડીની વચ્ચે બહુ તફાવત નથી. એ આખો મુલક ખેતીવાડીનો છે, અને લગભગ વસ્તીનો ૩/૪ ભાગ ખેતી પર ગુજરાન ચલાવે છે. ખેતીની પેદાશમાં ચોખા, રાગી, તેલી બીઆં, તમાકુ, શેરડી, રૂ, અને ગરમ મસાલા મુખ્ય છે. ઉંચી જાતનો તમાકુ પણ ઉત્પન્ન થાય છે, અને તેનો મોટો વેપાર ચાલે છે. પશ્ચિમઘાટ અને નીલગિરિ પર ચા, બુંદ, ને સિંકોના થાય છે. આર્કોટ અને નેલૂરમાં કેટલીક જગાએ ગળી પણ થાય છે. આ ઉપરાંત જમીનમાંથી લોખંડની કાચી ધાતુ, અબરખ, અને મેંગેનીઝની કાચી ધાતુ ઘણી જગાએથી નીકળે છે. પશ્ચિમઘાટના વૈનાડના ઉચ્ચ પ્રદેશમાંથી કેટલુંક સોનું, અને ગોદાવરી અને કૃષ્ણા નદીના જિલ્લામાંથી હીરા નીકળે છે.

સુતરાઉ કાપડ વણવાનો અને ગળી, ખાંડ, પિત્તળ, અને માટીનાં વાસણ બનાવવાં એ આ ઇલાકાના લોકોના મુખ્ય હુન્નર છે. આ ઇલાકાની મુખ્ય નિકાસ× ચામડાં, રૂ, બુંદ, તેલી બીઆં, ચોખા, ગળી, તેલ, અને ખાંડ છે. પરદેશનો વેપાર કોકોનાડ ( ગોદાવરીના મુખ આગળ ), મદ્રાસ, તુતિકોરીન, કોચીન, અને કાલીકટ વગેરે બંદરો મારફત ચાલે છે.

**ઇતિહાસઃ**—જુના વખતમાં આ ઇલાકામાં ઘણાં દેશી રાજ્યો હતાં. તેલુગુ ભાષાવાળા પ્રદેશમાં તૈલંગણનું રાજ્ય, તામીલ ભાષાવાળા પ્રદેશના ઉત્તર ભાગમાં ચૌલ, અને દક્ષિણ ભાગમાં પાંડયનું રાજ્ય, કાનડી ભાષાવાળા પ્રદેશમાં વિજયનગરનું રાજ્ય, અને મલાયલમ ભાષાવાળા પ્રદેશમાં ચેરાનું રાજ્ય હતું.

હાલ એના ઉત્તર સરકાર, કર્ણાટક, અને મલબાર એવા ત્રણ વિભાગ છે, અને તેમાંના ભાગો કકડે કકડે અંગ્રેજ સરકારને મળ્યા હતા. ઇ. સ. ૧૭૫૯માં કર્નલ ક્લાઇવે ફ્રેંચ પાસેથી ઉત્તર સરકાર લીધો. કર્ણાટકના બેલ્લારી અને કડપા, નિઝામ

× દરેક પ્રાંતમાં આયાત લગભગ સરખીજ છે, અને તે હિંદુસ્તાનની જે સામાન્ય આયાત આપી છે તેજ છે.

પાસેથી ઇ. સ. ૧૭૯૯માં મળ્યા. સેલમ ( સાલેમ ), મલબાર, અને મદુરા ટીપુ સાથેના પહેલા વિગ્રહને પરિણામે ઇ. સ. ૧૭૯૨માં મળ્યા. લોર્ડ વેલેસ્લીએ કર્ણાટક, કાનડા, કોઇમ્બતુર, અને તંજાવર, ઇ. સ. ૧૭૯૯માં લીધાં હતાં.

**મુખ્ય શહેરો:—**

**मद्रास** ( ૫,૧૮,૬૦૦ ) એ આ ઇલાકાની રાજધાની અને હિંદુસ્તાનનું ત્રીજું શહેર (વસ્તીમાં) કોરોમંડલ કિનારા પર આવેલું છે. આ શહેર ઇ. સ. ૧૬૩૯માં સ્થાપવામાં આવ્યું હતું. મદ્રાસથી ચામડાં, ળુંદ, રૂ, ચોખા, ગળી, તેલી બીઆં, ગરમ મસાલો, ચા, અને તમાકુ પરદેશ ખાતે મોકલવામાં આવે છે.

**कांचीवरम** ( ૪૬,૦૦૦ ) એ શહેર મદ્રાસની નૈર્ઋત્યમાં દહેરાં માટે પ્રખ્યાત છે. આ શહેર ચૌલ રાજ્યની રાજધાની હતું.

**बल्लारी** ( ૫૮,૨૦૦ ) શહેરમાં લશ્કર રહે છે. એની વાયવ્ય-માં જુના વિજયનગર શહેરનાં ખંડેરો જોવામાં આવે છે.

**तंजावर** ( ૫૭,૯૦૦ ) શહેર તથા તેજ નામનો પ્રદેશ શિવા-જીના ભાઈએ જીત્યો હતો. ઇ. સ. ૧૭૯૯માં લોર્ડ વેલેસ્લીએ એ મુલક બ્રિટિશ રાજ્યમાં જોડી દીધો.

**नेगापट्टण** (૫૭,૨૦૦) કાવેરીના મુખ પર બંદર છે. અહીંથી સિલોન ચોખા મોકલવામાં આવે છે.

**मदुरा** ( ૧,૩૪,૧૦૦ ) જુના કાળમાં બનેલાં મહાદેવના વિશાળ અને સુંદર દહેરાંને માટે પ્રખ્યાત છે. આગળ આ શહેર પાંડય રાજ્યની રાજધાની હતું.

**त्रिचिनापल्ली** (૧,૨૨,૦૦૦)માં લશ્કરી છાવણી છે. બીડી (ચીરૂટ) અને જવાહીરના દાગીનાની બનાવટ માટે એ પ્રસિદ્ધ છે.

**श्रीरंगम** (૨૩,૦૦૦) કાવેરીના એક ટાપુ પર વિષ્ણુના વિશાળ સુંદર દહેરાને લીધે પ્રખ્યાત છે, અને રામાનુજ સમુદાયવાળાની જાત્રાનું તે મુખ્ય સ્થાન છે.

**सालेम** (૫૯,૧૦૦) શહેર આ નામના જિલ્લાનું મુખ્ય શહેર

છે. સાલેમ જિલ્લો પોલાદ કામને માટે પ્રખ્યાત છે. એની પાસેના શિવરૂઈ ડુંગર પર બુંદ થાય છે.

**उताकामंड** (૭,૦૦૦) નીલગિરિના ઉચ્ચ પ્રદેશ પર હવા ખાવાનું સ્થળ કોનુરના રેલવે સ્ટેશનથી ૧૨ માઇલ પર આવેલું છે. ઉનાળામાં મદ્રાસના ગવર્નર ત્યાં રહે છે, અને ત્યાં જવા માટે કોનુરના રેલવે સ્ટેશનથી ૧૨ માઇલ પાકી સડક છે.

**कालीकट** (૭૮,૪૦૦) મલબાર કિનારા પર મોટું બંદર છે. આ બંદરે વાસ્કો ડી ગામા પહેલો ઇ. સ. ૧૪૯૮માં ઉતર્યો હતો. આજ કિનારા પર **मेंगलुर** (૪૪,૦૦૦), **कानानुर** (૨૮,૦૦૦), અને **तेलीचेरी** (૨૮,૦૦૦) નાનાં બંદર છે.

**मछलीपट्टण** (૪૦,૦૦૦) બંદર કૃષ્ણા નદીના મુખ આગળ છે. મદ્રાસ સ્થાપ્યા અગાઉ આ જગા ઉપર અંગ્રેજોની કોઠી હતી.

**विजागापट्टण** (૪૧,૦૦૦) ઉત્તર સરકારનું બંદર શીંગડાંની પેટીની બનાવટને માટે પ્રખ્યાત છે.

આ ઉપરાંત **अंबुर**, **आर्णी**, **वांदीवाश**, **आर्कोट**, **पोलिलोर**, **पोर्तोनोवो** ઐતિહાસિક શહેર† છે.

## मद्रास इलाकाना ताबानां देशी राज्यो.

**त्रावणकोर**નું હિંદુ દેશી રાજ્ય વિસ્તારમાં થાણા જિલ્લાથી બમણું છે, ને વસ્તી લગભગ તેનાથી ચારગણી છે. પીપર અને એલચીની પેદાશને માટે આ રાજ્ય પ્રખ્યાત છે.

**त्रिवेंद्रं** (૫૭,૮૦૦) રાજધાની અને **आलेपी** (૨૫,૦૦૦) બંદર છે.

**कोचीन**નું હિદુ દેશી રાજ્ય ભરુચ જિલ્લા જેવડું છે, પણ વસ્તી તેનાથી અઢીગણી છે. રાજધાની **अर्नेकोलम** (૨૨૦૦૦) છે.

**पुदुकोट** નામનું રાજ્ય તંજાવરની નૈઋત્યમાં છે. તેની રાજધાની પુદુકોટ (૨૦,૦૦૦) છે.

## बेटो.

**रामेश्वर** છેક દક્ષિણમાં હિંદુઓનું જાત્રાનું મોટું ધામ છે.

---

† આ શહેરો શિક્ષકે ઇતિહાસમાં શા માટે પ્રખ્યાત છે, તે કહેવું.

**લક્ષદ્વીપ** મલબાર કિનારાથી ૨૦૦ માઇલ પર પરવાળાના ટાપુઓનો સમૂહ છે એમાંના ઘણાખરા ટાપુ ઉજાડ છે, અને એની મુખ્ય પેદાશ નાળિએર છે.

## કુર્ગ.

મદ્રાસ ઇલાકાના પશ્ચિમ કિનારા પર સુરત જિલ્લાથી પણ સહજ નાનો એક જુદો બ્રિટિશ પ્રાંત છે, અને તેમાં ૧,૭૫,૦૦૦ માણસની વસ્તી છે. ઇ. સ. ૧૮૩૪માં આ નાનું રાજ્ય લોકોની વૃત્તિને અનુસરીને અંગ્રેજ સરકારે ખાલસા કર્યું હતું. એ મુલક ઘણોજ પહાડી છે. તેમાં બુંદ અને એલચી થાય છે. મ્હૈસુરનો રેસિડંટ તેજ કુર્ગનો ચીફ કમિશનર છે. મુખ્ય શહેર **મર્કારા** (૭,૦૦૦) દરીઆની સપાટીથી ૩,૮૦૦ ફુટ ઉંચું ઉચ્ચ પ્રદેશ પર આવેલું છે.

## અંદામાન અને નિકોબાર.

મદ્રાસ ઇલાકાની પૂર્વે આવેલા બંગાળી સમુદ્રના પૂર્વ ભાગમાં આ બંને ટાપુઓના સમૂહ આવેલા છે, અને તે એક ચીફ કમિશનરની દેખરેખ નીચે છે. આ ટાપુઓનું ક્ષેત્રફળ ૩,૧૦૦* ચો. મા. અને વસ્તી ૨૬,૦૦૦ છે.

**અંદામાન** ટાપુના **મોટા અંદામાન** અને **નાનો અંદામાન** એવા બે સમૂહ છે. ઇ. સ. ૧૮૮૫થી ત્યાં દેશનિકાલની સજા પામેલા કેદી રાખવામાં આવે છે. મુખ્ય બંદર **પોર્ટબ્લેર**માં ઇ. સ. ૧૯૦૫માં ૧૪,૦૦૦ કેદી હતા. અહીં લોર્ડ **મેયો** નામના ગવર્નર જનરલને ઇ. સ. ૧૮૭૨માં કોઈ કેદીએ મારી નાખ્યા હતા. આ ટાપુની મુખ્ય પેદાશ સાગ છે.

**નિકોબાર** ટાપુ નાના અંદામાનની દક્ષિણે ૮૮ માઇલ પર આવેલા છે. એ ટાપુ પહેલાં ડેન્માર્કને તાબે હતા. પણ ઇ.સ. ૧૮૬૯થી અંગ્રેજ સરકારને તાબે છે. એની મુખ્ય પેદાશ નાળિએર છે.

## બ્રહ્મદેશ.

અંદામાનની પૂર્વે જે બ્રહ્મદેશ આવેલો છે તે હિંદુસ્તાનના રાજ્યમાં મોટામાં મોટો પ્રાંત છે એનું ક્ષેત્રફળ ૨,૩૭,૦૦૦ ચો.

* અમદાવાદ જિલ્લાથી પણ ક્ષેત્રફળમાં નાના છે.

મા. એટલે મુંબઈ ઇલાકાથી સવાગણું છે, પણ ત્યાંની વસ્તી (૧,૨૧,૦૦,૦૦૦) મુંબઇ ઇલાકાની વસ્તીના અડધા ભાગથી પણ ઓછી છે. આ પ્રાંતની પૂર્વે **ચીન** અને **સિઆમ** આવેલાં છે. આ "નૉન રેગ્યુલેશન[1]", પ્રાંત ઇ. સ. ૧૮૮૬માં ચીફ કમિશનરની દેખરેખ નીચે મૂકવામાં આવ્યો હતો, પણ ઇ. સ. ૧૮૯૭થી એના ઉપરી અમલદાર તરીકે લેફ્ટેનન્ટ ગવર્નર નીમવામાં આવેલો છે, અને તે દરજ્જા પ્રમાણે તે અધિકાર ભોગવી રાજ્ય ચલાવે છે. ઉત્તરથી દક્ષિણ સુધી એની લંબાઈ[2] ૧૩૦૦ માઇલ, અને પૂર્વથી પશ્ચિમ પહોળાઈ ૫૫૦ માઇલ છે.

આ પહાડી મુલકમાં ડુંગરોની હાર એક બીજાને સમાંતરે ઉત્તર દક્ષિણ આવેલી છે. છેક પશ્ચિમની હાર **આરાકાનયોમા** અને તેની પૂર્વની હાર **પેગુયોમા** નામે ઓળખાય છે. પેગુયોમાના જળ-ક્ષેપક પ્રદેશને લીધે ઇરાવદી અને સિતાંગ નદીઓનો પ્રદેશ જુદો પડે છે. આરાકાન અને ટિનાસરીમના કિનારા પરનો સાંકડો મુલક ફળદ્રુપ છે. **ઇરાવદી**, **સિતાંગ**, અને **સાલવીન** એ ત્રણ મુખ્ય નદી છે, અને ત્રણે માર્તાબાનના અખાતમાં પડે છે. તેમાં ઇરાવદી સૌથી અગત્યની છે. (જુઓ પાનું ૮૨). સિતાંગ નદી માંડલેના અગ્નિ-ખુણાના ડુંગરમાંથી નીકળે છે. ભરતી વખતે આ નદીમાં પાણી ઘણા જોશમાં જાય છે, તેથી એમાં વહાણો ફરી શકતાં નથી. સાલવીન નદીમાં પણ ખડકો તથા પાણીના ઝડપવાળા વહેણને લીધે વહાણો ફરી શકતાં નથી.

બ્રહ્મદેશનો ઘણો ભાગ* ઉષ્ણ કટિબંધમાં આવવાને લીધે ગરમ છે. કિનારા પર તથા આસામની નજીકના ભાગમાં વધારે વરસાદ પડવાથી હવા ભેજવાળી ને ગરમ છે. આ કારણને લીધે બ્રહ્મદેશમાં વનસ્પતિ પુષ્કળ થાય છે, અને તેથી સાગ અને બીજાં લાકડાંનો મોટો વેપાર ચાલે છે. સપાટ પ્રદેશમાં ખેતીથી થતો મુખ્ય પાક ડાંગર છે, અને હિંદુસ્તાનમાં દુકાળ વખતે એ ચોખા

---

૧. જુઓ પાનું ૯૭. ૨. શિક્ષક હિંદુસ્તાનની લંબાઈ જોડે સરખાવવી, અને બીજાં શહેરોનું અંતર લઈ લંબાઈનો ખ્યાલ આપવો.

* જુઓ પ્રાકૃતિક ભૂગોળ.

ઘણો કામ લાગે છે. ઉત્તર બ્રહ્મદેશમાં મકાઈ, જુવાર, કઠોળ, અને તલ થાય છે. જંગલમાં ગટાપર્ચાનાં ઝાડો, સાગ, એબની, બીજાં ઇમારતી લાકડાં, અને વાંસ થાય છે.

વસ્તીનો મોટો ભાગ મોંગોલિઅન જાતના બ્રહ્મી લોકોનો છે. મદ્રાસ, બંગાળા, અને ચીન તરફથી પણ ઘણા લોકો આવી વેપારને અર્થે અહીં રહે છે, અને દેશનો લગભગ બધો વેપાર આ પરદેશી લોકોનાજ હાથમાં છે. બ્રહ્મી લોકો ઘંટ બનાવવાના તથા રસવાના કામમાં ઘણા હોશિયાર છે. બ્રહ્મદેશમાં સિગારો† બનાવવાના અને રેશમી કાપડ વણવાના એ બે મોટા હુન્નરો છે.

લાકડું કોતરવાનું કામ એ લોકો સારૂં કરી શકે છે. ડાંગર તથા ઇમારતી લાકડાંની વધારે પેદાશ હોવાને લીધે ઠામ ઠામ ડાંગરની અને લાકડાં વહેરવાની મિલો નજરે પડે છે. ખેતી અને વનસ્પતિ વગેરેની ઉપલી પેદાશોને લીધે ચોખા, ઇમારતી લાકડાં, જુદી જુદી જાતના ગુંદર, રૂ, ચામડાં, અને કેરોસીન તેલ મુખ્ય નિકાસ છે.

માંડલેની ઉત્તરના ડુંગરમાં માણેકની ખાણો છે, પણ હાલ તેમાંથી બહુ માણેક જડતાં નથી. ઇરાવદી પાસેના પ્રદેશમાંથી અંબર ખોદી કાઢવામાં આવે છે. વળી એજ નદીની ખીણમાંથી **કેરોસીન** તેલ નીકળે છે. કોલસા, ઇરાવદીને મળનારી ચ્વેનદનની ખીણમાંથી, સફેદ આરસ માંડલેની નજીકમાંથી, અને કલાઈ ટિનાસરીમમાંથી નીકળે છે.

## इतिहासः—

ઇ. સ. ૧૮૨૬માં પહેલા બ્રહ્મી વિગ્રહને અંતે આરાકાન અને ટિનાસરીમ પ્રાંતો અંગ્રેજ સરકારને મળ્યા હતા. ઇ. સ. ૧૮૫૨માં બીજો બ્રહ્મી વિગ્રહ ચાલ્યો તે વખતે પેગુ પ્રાંત ખાલસા કરવામાં આવ્યો, અને ત્યારથી એ ત્રણે પ્રાંતો બ્રિટિશ બ્રહ્મદેશને નામે ઓળખાવા લાગ્યા. ઇ. સ. ૧૮૮૬માં ત્રીજા બ્રહ્મી વિગ્રહને અંતે સ્વતંત્ર બ્રહ્મદેશ અને શાન સંસ્થાનો બ્રિટિશ મુલકમાં જોડી દેવામાં આવ્યાં છે.

---

† વિલાયતી બીડીઓ.

**मुख्य शहेरो:--**

**रंगुन** (૨,૯૩,૦૦૦) બ્રહ્મદેશનું મુખ્ય શહેર રંગુન નદી પર દરીઆથી ૨૧ માઇલ પર આવેલું છે. હિંદુસ્તાનમાં આ બંદર ત્રીજે નંબરે છે. આ બંદરેથી ચોખા અને સાગ પુષ્કળ ચઢે છે. શહેરમાં અડધી વસ્તી બ્રહ્મી લોકની છે, અને બાકીના લોક જૈન, હિંદુ, સીખ, અને પારસી છે.

**मांडले** (૧,૩૮,૦૦૦) ઇ. સ. ૧૮૮૭ સુધી બ્રહ્મદેશના રાજાની રાજધાની હતું. એ શહેર ઇરાવદીના ડાબા કિનારા પર રંગુનથી ૩૮૬ માઇલને અંતરે આવેલું છે.

**आकिआब** (૩૬,૦૦૦ આરાકાનનું અને **मुलमैन** ૫૮,૦૦૦) ટિનાસરીમનું મુખ્ય શહેર છે. પાછલા શહેરના નામ પરથી ત્યાંનું સાગ મોલમીન કહેવાય છે.

**बासीन** ( ૩૨,૦૦૦ ) શહેર બાસીન નદીની બંને બાજુ પર દરીઆથી ૮૦ માઇલ પર આવેલું છે. અહીં સુધી મોટી સ્ટીમરો આવી શકે છે.

**प्रोम** (૨૭,૦૦૦) ઇરાવદીને ડાબે કિનારે આવેલું શહેર છે. રંગુનથી અહીં સુધી રેલવે છે.

**अमरपुरा** અને **आवा** જુની રાજધાનીનાં ખંડેરો છે.

**भामो** માંડલેની ઉત્તરે ૨૦૦ માઇલ પર ચીન સાથે વેપારનું મુખ્ય શહેર છે.

---

## आसाम.

બ્રહ્મદેશની પશ્ચિમમાં આવેલો પ્રાંત **आसाम** નામે ઓળખાય છે. ઇ. સ. ૧૮૭૪માં બંગાળાનો કેટલોક ભાગ લઈ આસામનો નવો પ્રાંત રચવામાં આવ્યો હતો, ત્યારપછી સને ૧૯૦૫માં બંગાળાના પંદર જિલ્લા આસામમાં ઉમેરી પૂર્વ બંગાળા અને આસામનો પ્રાંત બનાવવામાં આવ્યો હતો, અને સને ૧૯૧૧-માં નામદાર શહેનશાહે દિલ્હીમાં દરબાર ભર્યો ત્યારે આસામને પૂર્વ બંગાળથી જુદો પાડી ચીફ કમિશનરની દેખરેખ નીચે મૂકયાનું

જાહેર કર્યું. એનું ક્ષેત્રફળ ૫૬,૦૦૦ ચો. મા. એટલે એકલા બહાર-થી લગભગ સવાગણું છે, અને વસ્તી લગભગ ૬૦ લાખની છે.

ઉત્તરમાં લાંબો સાંકડી પટી જેવો બ્રહ્મપુત્રા નદીનો પ્રદેશ સપાટ છે. માર્ચથી મે મહીના સુધી આ ભાગમાં અતિશય વરસાદ પડે છે. આ ભાગમાં માત્ર બેજ ઋતુઓ છે. શિઆળો અને ચોમાસું. પુષ્કળ વરસાદને લીધે આ પ્રાંતની હવા ભેજવાળી છે. ચેરાપુંજીમાં આખા હિંદુસ્તાનમાં સૌથી વધારે વરસાદ પડે છે. આ ભાગની હવા ચાના છોડને ઘણી માફક આવે છે, તેથી આસામમાં ચાના ઘણા બગીચા છે. હિંદુસ્તાનમાં જેટલી ચા ઉત્પન્ન થાય છે, તેનો પોણો ભાગ તો આસામમાંજ થાય છે. કિનારા પરના ગામોની હવા કલકત્તાને મળતી આવે છે. ભેજ-વાળી અને ગરમ હવાને લીધે આસામના ડુંગરો પર મોટાં જંગલો છે, અને તેમાં સાલ અને ઇંડિઆ રબરનાં ઝાડ પુષ્કળ છે. આ ભાગની મુખ્ય પેદાશ ચા છે. એ ઉપરાંત ચોખા, શણ, તેલી બીઆં, શેરડી, અને તમાકુ ઉત્પન્ન થાય છે. ખાસીઆ ડુંગર-માંથી કોયલા અને સીલહટ્ટમાંથી ચુનાના પત્થર નીકળે છે. ડુંગરો-માં રેશમની પણ પેદાશ છે.

આસામ ઇ. સ. ૧૮૨૬માં બ્રહ્મો લોકો પાસેથી પેહેલા બ્રહ્મી વિગ્રહને અંતે અંગ્રેજ સરકારને મળ્યો હતો.

**મુખ્ય શેહેરોઃ—**

**સીલહટ્ટ**(૧૪,૦૦૦)સુરમા નદી પર નારંગીને માટે પ્રખ્યાત છે.

**કાચાર** ચાના બગીચાને માટે પ્રખ્યાત છે.

**ગૌહત્તો** ( ૧૧,૦૦૦ ) આસામ પ્રાંતનું મુખ્ય શહેર છે.

**સીલોંગ** ખાસીઆ ડુંગર પર ચીફ કમિશનરનું સદર સ્ટેશન છે. એ દરીઆથી ૫,૦૦ ફટ ઉંચું છે.

**દેશી રાજ્યોઃ—**

આ પ્રાંતમાં **મણીપુરનું** પહાડી દેશી હિંદુ રાજ્ય છે, અને તે સુરત જિલ્લાથી બેવડું મોટું છે. આ રાજ્યની મુખ્ય નિકાસ ટટ્ટુ, રેશમ, મીણ, ચા, હાથીદાંત, અને ઇંડિઆ રબર છે. અહીં-ના પહાડોમાં બ્રહ્મદેશની માફક હાથી વસે છે.

## बंगाळा इलाको.

આસામની પશ્ચિમે **बंगाळा** ઇલાકો આવેલો છે. ઇ. સ. ૧૯૦૫માં આ પ્રાંતના પંદર જિલ્લા લઈ આસામમાં ઉમેરી તેનો પૂર્વ બંગાળા અને આસામ પ્રાંત બનાવવામાં આવ્યો હતો, પણ ઇ. સ. ૧૯૧૧થી તે પંદર જિલ્લા પાછા બંગાળામાં ઉમેરી તેનો બંગાળા ઇલાકો બનાવ્યો, અને તેને ગવર્નરની દેખરેખ નીચે મૂક્યો. આ ઇલાકાનું ક્ષેત્રફળ મુંબઈ ઇલાકાથી પોણું છે, પણ વસ્તી મુંબઈ ઇલાકાથી લગભગ દોઢગણી છે.

બંગાળાનો ઘણો ભાગ કાંપનો સપાટ પ્રદેશ છે, અને દરીઆની સપાટીથી આ પ્રદેશની ઉંચાઈ ઘણી થોડી છે. આ ઇલાકામાં થઈને વહેનારી નદીઓમાં **गंगा**, અને તેને મળનારી નદીઓ, **ब्रह्मपुत्रा** ને **तिस्ता** એ મુખ્ય છે. તિસ્તા સિકીમમાંથી નીકળી બ્રહ્મપુત્રાને મળે છે. જુના વખતમાં એ ગંગાને મળતી હતી. ગંગા નદીનો એક ફાંટો ભાગીરથી આગળથી ગંગામાંથી છુટો પડે છે, ત્યાં આગળથી ગંગા નદીનો ત્રિકોણપ્રદેશ શરૂ થાય છે. ભાગીરથી દક્ષિણમાં હુગલી કહેવાય છે, અને તે પર કલકત્તા શહેર આવેલું છે. દામોદરા, રૂપનારાયણ, અને કુશી એ નદીઓ છોટાનાગપુરના ડુંગરમાંથી નીકળી હુગલીને મળે છે. આ દેશ બંગાળાના અખાતની ઉત્તરે કિનારા પર આવવાથી તેની હવા ભેજવાળી છે, અને એમાં વરસાદ વધારે પડે છે. ખેતીની પેદાશમાં ડાંગર મુખ્ય છે. તે ઉપરાંત ઘઉં, જવ, મકાઈ, તેલી બીઆં, અને શણ થાય છે, તથા દાર્જિલિંગમાં ચા થાય છે. જેમ મુંબઈ ઇલાકામાં રૂનો પાક મુખ્ય છે, તેમ આ બાજુમાં શણનો પાક મુખ્ય છે. સિકીમના ડુંગરમાંથી સ્લેટના પત્થર, લોઢું, અને તાંબું જડે છે, ને રાણીગંજ પાસેના ડુંગરામાંથી પુષ્કળ કોયલા નીકળે છે.

આખા હિંદુસ્તાનમાં ઘાડી વસ્તીવાળો અને ફળદ્રુપ ભાગ બંગાળા છે. આ ઇલાકામાં બંગાળી, અને ડુંગરોમાં અનાર્ય ભાષા બોલાય છે. શણની પેદાશ વધારે હોવાને લીધે અહીં શણની મિલો ઘણી છે. આ ઇલાકાની મુખ્ય નિકાસ ચોખા, શણ, તેલી

બીઆં, ચામડાં, ચા, રેશમ, અને કોયલા છે. કૃત્રિમ ગળીની શોધને લીધે કુદરતી ગળીનો વેપાર મંદ પડતો ગયો છે. રેશમના કીડા એ બાજુએ ઉછેરવામાં આવે છે, તેથી રેશમનો વેપાર આ ઇલાકામાં ચાલે છે.

બંગાળા ને બહારની દિવાનીનો હક ઇ. સ. ૧૭૬૫માં કંપનિ સરકારને મોગલ બાદશાહ શાહઆલમે આપ્યો હતો.

**મુખ્ય શહેરો:--**

**कलकत्ता** (૧૨,૨૨,૦૦૦) શહેર ઇલાકાની રાજધાની હુગલી નદી પર ડાબે કિનારે દરીઆથી ૮૬ માઇલને અંતરે આવેલું છે. એને "મહેલોનું શહેર" પણ કહે છે. હુગલીના જમણા કિનારા પર આવેલું **हौरा** પણ કલકત્તાનો ભાગ ગણાય છે. બ્રિટિશ સામ્રાજ્યમાં વસ્તીમાં* લંડન પહેલું અને કલકત્તા બીજું શહેર છે. ઇ. સ. ૧૬૮૭માં અંગ્રેજ લોકોએ જ્યારે પોતાનું સંસ્થાન અહીં સ્થાપ્યું ત્યારે મુંબઈની માફક એ નાનું ગામડું હતું. આ શહેર હાલ જળમાર્ગથી તેમજ રેલવેથી હિંદુસ્તાનના જુદા જુદા ભાગ જોડે જોડાએલું છે, અને મોટા વેપારનું સ્થળ થઈ પડયું છે. મુંબઈમાં જ્યારે સુતરાઉ કાપડ ને સુતરની મિલો છે, ત્યારે અહીં શણની મિલો છે. આ બંદરેથી શણ, ચા, ચામડાં, અફીણ, ચોખા, તેલી બીઆં, ગળી, અને લાખ પરદેશ જાય છે. **अलीपोर** કલકત્તાનો એક ભાગ ફોર્ટ વિલિયમના કિલ્લાથી ચાર માઇલ દક્ષિણે આવેલો છે.

**ढाका** (૧,૦૯,૦૦૦) બ્રહ્મપુત્રાના એક ફાંટા ઉપર આવેલું શહેર છે. ઢાકાની મલમલ વખણાય છે.

**बरीसल** બાકરગંજ જિલ્લામાં મુખ્ય શહેર છે. આ જિલ્લામાં મુખ્ય પાક ડાંગર છે.

**चितेगांव** (૨૨,૦૦૦) કરનાફુલી નદીના મુખથી ૧૨ માઇલ પર બંદર છે. ચોખા અને સાગ આ બંદરની મુખ્ય નિકાસ છે.

**सीरजगंज** (૨૩,૦૦૦) શણના વેપારને માટે પ્રખ્યાત છે.

**माल्दा**ની પડોશમાં બંગાળાની જુની રાજધાની ગૌડનાં ખંડેર છે.

---

* લંડનની વસ્તી (૭૦,૦૦,૦૦૦) છે.

**बराकपोर** કલકત્તાની ઉત્તરે ૧૫ માઇલ પર હુગલી નદી પર લશ્કરની છાવણીનું સ્થાન છે.

**नद्दिया** જુના વખતમાં સંસ્કૃત પાઠશાળાને માટે પ્રખ્યાત હતું. ઇ. સ. ૧૨૦૩માં મુસલમાનોએ બંગાળા જીત્યો ત્યાંસુધી એ બંગાળાની રાજધાની હતું.

**प्लासी** કલકત્તાની ઉત્તરે ભાગીરથી નદી પર ગામડું છે. અહીં લૉર્ડ કલાઇવે મોટી જીત મેળવી બંગાળાનો કબજો ઇ. સ. ૧૭૫૭માં લીધો હતો.

**मुर्शिदाबाद** (૨૯,૦૦૦) ભાગીરથી નદી પર મુસલમાનોની છેલ્લી રાજધાનીનું નગર હતું. એ શહેર રેશમ અને ગળીના વેપારને માટે પ્રખ્યાત છે.

**हुगली** કલકત્તાની ઉત્તરે ૨૪ માઇલ પર આવેલું છે. આ ગામ બંગાળામાં અંગ્રેજોની કોઠીનું પહેલું સ્થાન હતું (ઇ. સ. ૧૬૪૦).

**दार्जिलिंग** છેક ઉત્તરમાં સિકીમ પાસે હવા ખાવાનું સ્થાન છે, અને એ એક વખતે સિકીમના દેશી રાજ્યોનો ભાગ હતો. આ શહેર સમુદ્રની સપાટીથી ૭,૦૦૦ ફુટ ઉંચું છે, અને કલકત્તાથી દાર્જિલિંગ સુધી રેલવે માર્ગ છે. એની આજુબાજુ આવેલા ડુંગરોના ઢાળ પર પુષ્કળ ચા થાય છે.

**चिन्सुरा** હુગલી પાસે વલંદા લોકોને, અને **श्रीरामपुर** ડેન લોકોને તાબે હતાં.

**चन्द्रनगर** ચિન્સુરાની દક્ષિણે હજુ ફ્રેંચ સરકારને તાબે છે.

**बनकुरा** અને **राणीगंज** કોયલાની ખાણોને માટે પ્રસિદ્ધ છે.

## देशी राज्यो.

ઉત્તરમાં **कुचबिहार**નું નાનું હિંદુ રાજ્ય આપણા ભરુચ જિલ્લાથી પણ નાનું છે. કોચ નામના લોકોએ આ રાજ્ય જીતી તેનું નામ કુચબિહાર રાખ્યું છે. એની નિકાસ શણ, તમાકુ, ને સાગ છે.

**टीपेरा**નું રાજ્ય મણીપુર કરતાં સહજ મોટું છે. એની મુખ્ય નિકાસ રૂ, સાગ, તલ, વાંસ, અને નેતર છે.

## बहार अन ओरीसा.

આ પ્રાંત બંગાળાની પશ્ચિમે આવેલો છે. સને ૧૯૧૧માં બહાર, છોટાનાગપુર, અને ઓરીસા એ ત્રણને બંગાળાથી જુદા

પાડી તેનો નવો પ્રાંત બનાવ્યો, ત્યાંસુધી એ બંગાળાનો પેટાભાગ ગણાતો હતો. આ પ્રાંતમાં બહાર એ સપાટ ફળદ્રુપ પ્રદેશ છે. ઓરીસા અને છોટાનાગપુર ડુંગરવાળા પ્રદેશ છે, પણ તેમાં કોઈ શિખર ૫,૦૦૦ ફુટથી વધારે ઉંચું નથી. બહારના દક્ષિણ ભાગમાં રાજમહાલ ડુંગરા ૨,૦૦૦ ફુટ ઉંચા છે, અને સંતાલ નામના અનાર્ય લોક તેમાં રહે છે. મુખ્ય નદી **गंगा** છે, અને તેને ઉત્તરમાંથી **गंडकी** અને દક્ષિણમાંથી **शोण** નદી મળે છે. ઓરીસાની નદીઓનો ત્રિકોણપ્રદેશ જુદોજ છે. એ તરફની નદીઓમાં સૌથી મોટી નદી **महा नदी** છે. એ ઉપરાંત **ब्राह्मणी** અને **वैतरणी** નામની બીજી બે નદી છોટાનાગપુરના ડુંગરામાંથી નીકળી બંગાળી ઉપસાગરને મળે છે. આ પ્રાંતનું ક્ષેત્રફળ ૧,૧૩,૦૦૦ ચો. મા. છે, અને વસ્તી ૩,૫૦,૦૦,૦૦૦ છે.*

બહારમાં ઉનાળામાં ગરમી અને શિઆળામાં ઠંડી વિશેષ હોય છે, અને બંગાળા કરતાં ત્યાંની હવા વધારે સુકી છે, તથા વરસાદ પણ ઓછો પડે છે. ઓરીસામાં બીજા ભાગો કરતાં શિઆળામાં ઉષ્ણતામાન વધારે હોય છે. ખેતીની પેદાશમાં ઘઉં, બાજરી, ચોખા, ગળી, અને અફીણ મુખ્ય છે. આ પ્રાંતમાં પણ છોટાનાગપુરના ડુંગરમાંથી તથા બહાર પ્રાંતની દક્ષિણ સરહદ પર આવેલા રાજમહાલ ડુંગરામાંથી પુષ્કળ કોયલા નીકળે છે. બહારમાં સુરોખાર ને છોટાનાગપુરમાં અબરખ મળી આવે છે. ચિલ્કા સરોવરને તીરે તથા ઓરીસાને દરીઆકાંઠે મીઠું પકવવામાં આવે છે. બહારમાં હિંદી, ઓરીસામાં ઉર્ય, ને ડુંગરોમાં અનાર્ય ભાષા બોલાય છે.

ઈ. સ. ૧૮૦૩માં ઓરીસા મરેઠા પાસેથી અંગ્રેજ લોકોએ જીતી લીધો હતો.

## बहार.

બંગાળાનો વાયવ્ય ભાગ બહાર નામે ઓળખાય છે, અને એ નામ વિહાર=મઠ ઉપરથી પડયું છે. આ નામ બતાવી આપે છે

---

* શિક્ષકે આ ક્ષેત્રફળ ને વસ્તી મુંબઈ ઇલાકાના ક્ષેત્રફળ અને વસ્તી સાથે સરખાવવાં.

કે એક વખતે અહીં બૌદ્ધ ધર્મ ઘણો ફેલાએલો હોવો જોઈએ. પ્રાચીન ઇતિહાસમાં જે મગધનું રાજ્ય લખેલું છે તે આ બહાર પ્રાંત છે.

**મુખ્ય શહેરો:--**

**पटणा** ( ૧,૩૬,૦૦૦ ) શહેર શોણ, ગોગ્રા, અને ગંડક નદીના સંગમ પર આવેલું છે, અને વેપારનું મોટું મથક છે. મગધની રાજધાની પાટલીપુત્ર તે આ શહેર છે.

**गया** ( ૫૦,૦૦૦ ) જાત્રાનું ધામ પટણાની દક્ષિણે ૬૩ માઇલ પર આવેલું છે, અને રેલવેને રસ્તે ત્યાં જવાય છે. ત્યાં બૌદ્ધ ધર્મનાં દેવાલયોનાં ઘણાં ખંડેરો જોવામાં આવે છે.

**भागलपुर** ( ૭૪,૦૦૦ ) શહેર આગળ ગંગા નદીનો પટ ૭ માઇલ પહોળો છે.

**मोंगीर** (૩૬,૦૦૦) ભાગલપુરની પશ્ચિમે આવેલું છે, અને તેમાં બંદુક, પિસ્તોલ વગેરે બને છે.

**बक्सर*** ઐતિહાસિક શહેર છે.

**तीरहत** જુના વખતનું મિથિલા નગર છે એમ કહેવાય છે.

## ओरीसा ઉર્ફે ओढीआ.

આ પ્રાંતના રહેવાસીઓ ઓડ્રાસ નામના લોક છે, તે ઉપરથી આ પ્રદેશનું નામ ઓડ્રાસા, ઓઢીઆ, ઓરીસા પડ્યું છે.

**મુખ્ય શહેરો:--**

**कटक** (૫૧,૦૦૦) ઓરીસાનું મુખ્ય શહેર મહા નદી પર તેમજ કલકત્તેથી મદ્રાસ જવાના રેલવે માર્ગ પર આવેલું છે.

**पुरी** (૪૯,૦૦૦) હિંદુસ્તાનના પૂર્વ કિનારા પર કટકની દક્ષિણે ૫૩ માઇલ પર શ્રી જગન્નાથજીની જાત્રાને માટે પ્રખ્યાત છે.

## छोटानागपुर.

બહાર અને મધ્ય પ્રાંતો વચ્ચેનો ડુંગરવાળો પ્રદેશ છોટાનાગપુર નામે ઓળખાય છે. આ પ્રદેશમાં આવેલું પારસનાથ નામનું શિખર (૪,૫૦૦ ફુટ ઉંચું) જૈન લોકોનું જાત્રાનું ધામ છે. આ ભાગમાં મોટામાં મોટું શહેર **रांची** (૨૬,૦૦૦) છે. ટાટાનું પ્રસિદ્ધ, જંગી લોઢાનું કારખાનું આ પ્રદેશના **साकची** ગામ આગળ આવેલું છે.

* આ શહેર શા માટે ઇતિહાસમાં પ્રખ્યાત છે તે શિક્ષકે કહેવું.

## देशी राज्यो.

છોટાનાગપુર અને ઓરીસામાં ઘણાં નાનાં દેશી રાજ્યો આવેલાં છે. **सिकीम** નામનું મોટું દેશી રાજ્ય નેપાળ અને ભુતાનની વચ્ચે આવેલું છે, અને તે આપણા ભરુચ જિલ્લાથી બમણું મોટું છે. એ પહાડી મુલક છે, તેથી રાજ્યમાં વસ્તી માત્ર ૮૮,૦૦૦ છે. એની મુખ્ય નિકાસ ટટ્ટુ, મેવાં, જંગલની નીપજ, એલચી, અને તેલી બીઆં છે. આ રાજ્યના પહાડોના ઉંચા ઘાટોમાં થઈને તિબેટ જવાય છે.

## आग्रा અને अयोध्याना संयुक्त प्रांतो.

બંગાળાની પશ્ચિમે આ પ્રાંતો આવેલા છે. ઈ. સ. ૧૯૦૧માં પંજાબની સરહદ પર નવો વાયવ્ય પ્રાંત કાઢયો ત્યાંસુધી એ વાયવ્ય પ્રાંતો નામે ઓળખાતા. ઈ. સ. ૧૮૭૭માં આગ્રા અને અયોધ્યા પ્રાંતને માટે એક લેફ્ટેનન્ટ ગવર્નરની નિમણૂક કરવામાં આવી, ત્યાંસુધી બંને પ્રાંતોની વ્યવસ્થા જુદી હતી.

આ બંને પ્રાંતો કાંપનાં વિશાળ મેદાન છે, અને તેનો ઢોળાવ અગ્નિ ખુણા તરફનો છે. આ બંને પ્રાંતોની ઉત્તર સરહદ પર તેરાઈનું જંગલ છે. તે તેમને હિમાલયથી જુદા પાડે છે. આ પ્રાંતમાં **गंगा, जमना, गोग्रा,** અને **गोमती** નદીઓ છે. તેમાં ગંગા અને જમના મોટી નદીઓ છે, અને તેનાં વર્ણન હિંદુસ્તાનની સામાન્ય ભૂગોળમાં આપેલાં છે. ગંગા નદીના મૂળ આગળ હિમાલયની તળેટી પાસે **हरद्वार** અને પહાડ ઉપર **बद्रीनाथ,** અને **केदारनाथ** તથા તેની પેલીમેર **गंगोत्री** એ હિંદુ લોકોનાં જાત્રાનાં ધામ છે. પંજાબ અને સંયુક્ત પ્રાંતોની વચ્ચે સરહદ પર આવેલી જમના નદી **जम्नोत्री**માંથી નીકળી અલાહાબાદ આગળ ગંગાને મળે છે.

આ પ્રાંતની હવા બંગાળા જેટલી ભેજવાળી નથી, અને બંગાળા કરતાં શિઆળામાં અહીં ઠંડી વધારે પડે છે. આગ્રામાં ઉનાળામાં વધારે તાપ, અને શિઆળામાં વધારે ઠંડી રહે છે. આગ્રા અને મથુરા તરફ વરસાદ ૩૬ ઈંચ પડે છે, એટલે લગભગ સુરત

જેટલો પડે છે. આ પ્રદેશ ગંગાનું વિશાળ મેદાન છે, તેથી ફળદ્રુપ છે. જે ભાગમાં પાણીની તાણ છે તે ભાગમાં ગંગા અને જમના-માંથી નહેરો ખોદી ખેતીવાડીને પાણી પુરૂં પાડવામાં આવે છે. ઘઉં, આ ભાગમાં ખેતીની મુખ્ય પેદાશ છે. તે ઉપરાંત ડાંગર, કઠોળ, તમાકુ, જુવાર, ગળી, રૂ, શેરડી, અફીણ, અને તેલી બીઆં થાય છે. પ્રાંતના દક્ષિણના ભાગમાં રૂ, શિવાલીકની ખીણ અને હિમાલયના દક્ષિણ ભાગમાં ચા, અને નિચાણના પ્રદેશમાં ડાંગર થાય છે. સુરોખાર જમીન પરથી કેટલીક જગાએ જથાબંધ એકઠો કરવામાં આવે છે.

આ પ્રાંતોનું ક્ષેત્રફળ મુંબઈ ઇલાકાના ક્ષેત્રફળથી લગભગ અડધું છે, પણ વસ્તી મુંબઈ ઇલાકાથી આસરે દોઢી છે. આ ઘાડી વસ્તીના મુલકમાં ૮૫ ટકા હિંદુ અને ૧૪ ટકા મુસલમાન છે. આ ભાગના લોકોની મુખ્ય ભાષા હિંદી અને બિહારી છે. આ ભાગમાં એક લાખ કરતાં વધારે વસ્તીવાળાં સાત શહેર છે. હિંદુસ્તાનના કોઈ બીજા પ્રાંતમાં મોટાં શહેરની એટલી સંખ્યા નથી. ઉદ્યોગમાં કાનપુરમાં સુતરાઉ અને ગરમ કાપડની મિલો છે, એ ઉપરાંત ત્યાં ચામડાની બનાવટનાં કારખાનાં પણ છે. બનારસમાં પિત્તળનાં વાસણ, અને કસબનું કામ સારૂં બને છે.

ઇ. સ. ૧૮૦૧માં દોઆબ* અને રોહીલખંડનો ભાગ સહાયકારી લશ્કરને પેટે અયોધ્યાના નવાબે લૉર્ડ વેલેસ્લીને આપ્યા હતા. સીરજી§ અંજે ગામના કોલકરાર પ્રમાણે અંગ્રેજ સરકારને દિલ્હી અને આગ્રા પ્રાંત ઇ. સ. ૧૮૦૩માં મળ્યા હતા. ઇ. સ. ૧૮૫૬માં અયોધ્યાના નવાબની ખરાબ વર્તણુકને લીધે અયોધ્યા ખાલસા કરવામાં આવ્યું હતું.

---

* દોઆબ એટલે બે નદી વચ્ચેનો પ્રદેશ. દો=બે, અને આબ=પાણી. ગંગા અને જમના વચ્ચેનો પ્રદેશ.

§ શિક્ષકે આ કોલકરાર કોની વચ્ચે, અને કયા વિગ્રહને અંતે થયા હતા તે કહેવું.

## આગ્રા પ્રાંત.

ઇ. સ. ૧૮૩૩માં આ પ્રદેશને બંગાળામાંથી છુટો પાડી એનું નામ વાયવ્ય પ્રાંત રાખ્યું હતું, કારણ કે તે વખતે આની અગાડી કોઈ પણ મુલક અંગ્રેજ સરકારને તાબે નહોતો.

### મુખ્ય શહેરોઃ—

**અલાહાબાદ** ( ૧,૭૨,૦૦૦ ) પ્રાંતનું મુખ્ય શહેર લખનૌ, બનાર , અને કાનપુર કરતાં પણ નાનું છે. આ શહેર ગંગા અને જમનાના સંગમ ઉપર આવેલું છે, અને અકબર પાદશાહે કિલ્લો બાંધી એનું અસલ નામ પ્રયાગ બદલી અલાહાબાદ રાખ્યું હતું.

**બનારસ ( વારાણસી ) કાશી** (૨,૦૪,૦૦૦) ગંગાના ડાબા કિનારા પર હિંદુઓનું જાત્રાનું ઘણું મોટું ધામ છે. નદી પર મોટા ઘાટો બાંધેલા છે, અને ત્યાં હજારો જાત્રાળુ દર રોજ નાહતા જોવામાં આવે છે. એ શહેરમાં હિંદુઓનાં એટલાં બધાં દહેરાં છે કે દરેક શેરીએ એકાદ મોટું દહેરૂં નજરે પડયા વગર રહેતું નથી. મસજીદો પણ ત્યાં ઘણી છે, અને કેટલીક જોવા લાયક છે. સંસ્કૃત વિદ્યાના અભ્યાસનું મુખ્ય સ્થળ હજુ કાશી છે.

**કાનપુર** (૧,૭૯,૦૦૦) ગંગાના જમણા કિનારા પર લખનૌની નૈર્ઋત્યે ૪૬ માઇલ પર આવેલું છે. આ શહેર અનાજના વેપાર, સુતરાઉ તથા ગરમ કાપડ, તથા ચામડાના સામાન માટે પ્રખ્યાત છે. અહીં લશ્કરની છાવણી પણ છે. આ શહેરમાં ઇ. સ. ૧૮૫૭ના બળવા વખતે નાનાસાહેબે અંગ્રેજોની કતલ કરી હતી.

**ગાજીપુર** ( ૩૯,૦૦૦ ) બનારસની પૂર્વે ગુલાબજળ તથા અફીણના વેપાર માટે પ્રખ્યાત છે.

**ઝાંસી** (૫૬,૦૦૦) મોટું રેલવે જંક્શન છે. ઇ. સ. ૧૮૮૫-માં ગ્વાલીઅરનો કિલ્લો આપી અંગ્રેજ સરકારે સિંધીઆ સરકાર પાસેથી ઝાંસી લીધું હતું.

**આગ્રા** (૧,૮૫,૦૦૦) જમના નદીના દક્ષિણ કિનારા પર છે. તે અકબર અને શાહજહાંના વખતમાં હિંદુસ્તાનની રાજધાનીનું

નગર હતું. આગ્રામાં જોવા લાયક જુનાં મકાનો ઘણાં છે; અને તે સર્વમાં સૌથી ઉત્તમ શાહજહાંનો બંધાવેલો તાજમહાલ છે. એ રોજાનું કામ તદન આરસનું છે, અને આજે પણ જાણે હમણાંનો બંધાવેલો હોય એમ લાગે છે.

**कनोज** પ્રાચીન કાળમાં મોટું શહેર હતું.

**मथुरा** (૬૦,૦૦૦) આગ્રાની વાયવ્યમાં શ્રી કૃષ્ણ ભગવાનની જન્મભૂમિને માટે પવિત્ર ગણાય છે. મથુરા પાસે આવેલું **वृंदावन** (૨૩,૦૦૦) (વૃંદાવન=તુળસીનું વન) શ્રી કૃષ્ણે બચપણમાં કરેલા વિહાર માટે ઘણીજ પવિત્ર જગા ગણાય છે.

**मीरत** (૧,૧૬,૦૦૦) ગંગા અને જમના વચ્ચે મોટું લશ્કરી છાવણીનું સ્થળ છે.

**अलीगढ** (૬૫,૦૦૦) આગ્રાની ઉત્તરે મુસલમાની મોટી કૉલેજ માટે, **सहराणपुर** (૬૬,૦૦૦) વનસ્પતિ–વ્યવસ્થા–દર્શક બગીચા માટે, તેમજ હરદ્વાર પાસે આવેલું **रुरकी** મોટામાં મોટી એન્જીનીઅરિંગ કૉલેજ માટે પ્રખ્યાત છે.

**देहरादुन** (૨૮,૦૦૦) નામના હવા ખાવાના ઉંચા સ્થળમાં જંગલખાતાની કૉલેજ તથા ચાના બગીચા છે.

**नैनिताल** કમાઉન પ્રાંતમાં દરીઆની સપાટીથી ૬,૫૦૦ ફુટ ઉંચું એક સુંદર સરોવર પર આવેલું છે. ઉનાળામાં આ પ્રાંતનો લેફ્ટેનન્ટ ગવર્નર અહીં રહે છે.

**बरेली** (૧,૨૯,૦૦૦) રોહીલખંડમાં મોટું શહેર છે. એ ભાગમાં અફઘાનોની રોહીલા નામે જાતે જીતી લઈ વાસ કર્યો હતો, તેથી તે રોહીલખંડ નામે ઓળખાય છે.

## अयोध्या.

ઇ. સ.ની ૧૨મી સદીની આખરમાં આ રાજ્ય મુસલમાનોના તાબામાં આવ્યું ત્યારથી તે ઇ. સ. ૧૮૫૬માં એ રાજ્ય ખાલસા થયું ત્યાંસુધી આ પ્રાંતમાં મુસલમાની અમલ હતો. ઇ. સ. ૧૭૪૦માં અયોધ્યાના નવાબે દિલ્હીના મોગલ પાદશાહની સત્તા છોડી દઈ સ્વતંત્રપણે રાજ્ય કરવું શરૂ કર્યું હતું.

**मुख्य शहेरो:-**

**लखनौ** (૨,૬૦,૦૦૦) અયોધ્યાનું મુખ્ય શહેર ગોમતી પર આવેલું છે. ત્યાં ઘણાં સુંદર મુસલમાની મકાનો આવેલાં છે.

**फैझाबाद** (૫૫,૦૦૦) ગોગ્રા ઉપર લશ્કરી છાવણીનું સ્થળ છે. પાસે જુના અયોધ્યા શહેરનાં ખંડેરો છે. અયોધ્યા શહેર શ્રી રામચંદ્રજીના જન્મ, રાજ્ય વગેરે માટે બહુ પવિત્ર ગણાય છે.

**देशी राज्य:-**

**रामपुर** નામનું નાનું મુસલમાની રાજ્ય રોહીલખંડમાં છે. એનું મુખ્ય શહેર **रामपुर** (૭૪,૦૦૦) ખેસ, દુપટ્ટા, અને ચાદરને માટે વખાણાય છે. **गढवाल**નો રાજા રજપુત છે, અને એ રાજ્યનું મુખ્ય શહેર **तरी** છે. ઇ. સ. ૧૯૧૦થી બનારસના રાજાને રાજ્ય બક્ષવાથી તે પણ નવા સ્ટેટ તરીકે દાખલ થયું છે.

## पंजाब.

આગ્રા અને અયોધ્યાના સંયુક્ત પ્રાંતની પશ્ચિમે પંજાબ પ્રાંત આવેલો છે. આ પ્રાંતમાં પાંચ નદીઓ **झेलम, चिनाब, रावी, बिआस,** અને **सतलज** વહે છે, તે ઉપરથી એનું નામ પંજાબ ( પંજ=પાંચ, અને આબ=પાણી ) પડયું છે. ઇ. સ. ૧૯૦૧થી પંજાબમાંથી પાંચ જિલ્લા લઈ વાયવ્ય તરફના ડુંગરી મુલકોમાં ઉમેરી એક નવો વાયવ્ય સરહદનો પ્રાંત બનાવવામાં આવ્યો છે. આ પ્રાંતનો પોણો ભાગ ઉત્તર હિંદુસ્તાનના કાંપના મેદાનનો ભાગ છે. આ મેદાનનો સૌથી ઉંચો ભાગ પંજાબની પૂર્વ સરહદ પર આવલો છે. આ પ્રદેશનો ઉત્તર ભાગ પહાડી છે. **सॉल्ट रेन्ज** ( મીઠાના ડુંગર ) નામનો પહાડ ઝેલમ અને સિંધુ વચ્ચે પૂર્વ પશ્ચિમ ( ૫,૦૦૦ ફુટ ઉંચો ) આવેલો છે. એમાંથી મીઠું ( સિંધવ ) નીકળે છે, તેથી એનું નામ આવું પડયું છે. ઉપર કહેલો પાંચ નદીઓ ઉપરાંત **सिंधु** અને **जमना** એ મોટી નદીઓ એક પશ્ચિમની સરહદ પર, અને બીજી પૂર્વની સરહદ પર વહે છે. પંજાબની છેક દક્ષિણમાં **पंच नदी** ( પંજાબની પાંચ નદીઓનાં એકઠાં થએલાં પાણી ) સિંધુને મળે છે. ઝેલમ અને ચિનાબ કા-

કાશ્મીરમાંથી, રાવી અને બિઆસ હિમાલયના ડુંગરમાંથી, અને મોટામાં મોટી નદી સતલજ તિબેટમાંથી નીકળી એક બીજાને મળતાં છેલ્લે પંજનદ બને છે. ઝેલમ અને રાવી ચિનાબને, અને બિઆસ અને ચિનાબ સતલજને મળે છે. આ નદીઓ વચ્ચેના પ્રદેશોને પણ દોઆબ કહે છે. તેમાં રાવી અને સતલજ વચ્ચેનો **વારીદોઆબ** ઘણીજ વસ્તીવાળો અને ફળદ્રુપ ભાગ છે.

પંજાબની હવા શિઆળામાં અતિશય ઠંડી, અને ઉનાળામાં અતિશય ગરમ છે. ડુંગરમાં ૪૦ ઇંચ વરસાદ પડે છે, પણ જેમ જેમ નીચે આવતા જઈએ છીએ તેમ તેમ ઓછો પડે છે. દક્ષિણમાં વરસાદની તાણ નહેરોને લીધે લાગતી નથી. આ પ્રાંતમાં જેટલી નહેરો બાંધેલી છે તેટલી બીજા પ્રાંતમાં નથી. કાંગરાની* ખીણ ચાને માટે પ્રખ્યાત છે. આ ભાગમાં મુખ્ય પાક ઘઉં છે, અને તે કરાંચી બંદરથી ઇંગ્લંડ મોકલવામાં આવે છે. એ ઉપરાંત ચોખા, બાજરી, મકાઈ, કઠોળ, તેલી બીઆં, અને રૂ પણ આ ભાગમાં પાકે છે. મુલતાનમાં રેશમના કીડા ઉછેરવામાં આવે છે, તેથી રેશમની પણ થોડી પેદાશ છે. મીઠાના ડુંગરમાંથી સિંધવ અને કાલાબાગ આગળથી ફટકડી નીકળે છે. આ પ્રાંતની જમીનમાં કોઈ કોઈ જગાએ કોલસા પણ નજરે પડે છે.

આ પ્રાંતનું ક્ષેત્રફળ મુંબઈ ઇલાકાના ક્ષેત્રફળ કરતાં લગભગ પોણું છે, પણ વસ્તી લગભગ મુંબઈ ઇલાકાના ખાલસા મુલક જેટલી છે. એના ઉત્તર અને પૂર્વ ભાગમાં વસ્તી થોડી છે, અને લોકો શરીરે મજબુત બાંધાના છે. સીખ§ લોકોનું મૂળ સ્થાન પંજાબ છે,અને તેઓની સંખ્યા ૨૧ લાખ કરતાં પણ વધારે છે. આ લોકો ખાસ લાહોર, અમૃતસર, જાળંધર, અંબાલા, અને ફિરોજપુર તરફ વધારે જોવામાં આવે છે. મુસલમાનોની વસ્તી આ પ્રાંતમાં અડધા કરતાં

---

* શિક્ષકે નકશા પર કાંગરાની ખીણનો પ્રદેશ બતાવવો અને ૧૯૦૫માં ધરતીકંપથી ત્યાં જે નુકસાન થએલું તે વાત કહેવી. ( જુઓ શાળાપત્ર પુ૦ ૪૪મું અંક ૮ મો. )

§ સીખ લોકો કોણ છે, તથા તેઓ કેવી સારી નોકરી બજાવે છે તે વિષે શિક્ષક કહેવું.

વધારે છે, પણ તેઓ ઘણે ભાગે પશ્ચિમ ભાગમાં વસે છે. લોકોની મુખ્ય ભાષા પંજાબી અને હિંદી છે. લોકોનો મુખ્ય હુન્નર સુતરાઉ અને રેશમી કાપડ અને શાલ બનાવવાનો છે. ખાસ કરીને શાલને માટે આ પ્રાંત અને કાશ્મીર પ્રસિદ્ધ છે. અફઘાનિસ્તાનના લોક જોડે આ પ્રાંતનો વેપાર ચાલે છે, અને તે બાજુએથી મુખ્ય ચીજો ઊન, મેવો, હીંગ, અને ઘોડા આવે છે.

ઇ. સ. ૧૮૪૯માં સીખ વિગ્રહો પછી આ પ્રાંત ખાલસા કરવામાં આવ્યો ત્યારે અહીં ચીફ કમિશનરની નીમણુક કરવામાં આવતી હતી, પણ ત્યારપછી ઇ. સ. ૧૮૫૯થી આ પ્રાંતનો ઉપરી અધિકારી લેફ્ટેનન્ટ ગવર્નર ઠેરવવામાં આવ્યો છે.

**मुख्य शहेरो:--**

**लाहोर** ( ૨,૨૯,૦૦૦ ) આ પ્રાંતનું રાજ્યમથક રાવી નદી પાસે આવેલું છે. સીખવંશની ગાદી સ્થાપનાર રણજીતસિંહનો મહેલ, તથા તેની કબર એ બે ઘણાં જોવા લાયક મકાનો આ શહેરમાં છે. અકબરે થોડો વખત આ શહેરમાં પોતાની રાજધાની રાખી હતી. અહીંથી થોડે છેટે **मियाननमीर**માં લશ્કરી છાવણી છે.

**दिल्ही** ( ૨,૩૩,૦૦૦ ) જમના નદીના જમણા કિનારા પર મુસલમાનોની છેલ્લી રાજધાનીનું નગર હતું. આ શહેર અને તેની આસપાસની જગા **हस्तिनापुर** વગેરે જુદે જુદે નામે છેક પાંડવ કૌરવના વખતથી ઇતિહાસમાં પ્રખ્યાત છે. હાલનું દિલ્હી શાહજહાંના વખતમાં બંધાએલું કહેવાય છે. એમાં જુમામસજીદ, મોતીમસજીદ, બાદશાહી મહેલો, કુતુબમિનાર વગેરે જોવા લાયક મકાનો છે. આગલા દિલ્હી શહેરનાં ખંડેરો આજુબાજુ જોવામાં આવે છે. અહીંની શેતરંજી તથા માટીનાં વાસણ વખણાય છે.

સને ૧૯૧૨થી હિંદની રાજધાનીનું શહેર કલકત્તાને બદલે દિલ્હી થયું છે.

**अमृतसर** ( ૧,૫૩,૦૦૦ ) રાવી અને બિઆસ વચ્ચેના દોઆબમાં સીખ લોકોનું જાત્રાનું મોટું ધામ છે. એક સીખ ગુરુએ અહીં અમૃતસર નામનું તળાવ બંધાવ્યું છે, અને તે ઉપરથી

શહેર અમૃતસર કહેવાય છે. ગરમ શાલ, રેશમી અને સુતરાઉ કાપડના વેપાર માટે આ શહેર પ્રખ્યાત છે.

**अंबाला** ( ૮૦,૦૦૦ ) સતલજ અને જમના વચ્ચે લશ્કરની છાવણીનું સ્થળ છે.

**पाणीपत** ( ૨૭,૦૦૦ )નું ઇતિહાસમાં આટલું બધું પ્રખ્યાત થએલું મેદાન દિલ્હી અને અંબાલા વચ્ચે મધ્ય ભાગમાં આવેલું છે.

**स्थानेश्वर** અંબાલાની દક્ષિણે ઐતિહાસિક શહેર છે. એની પડોશમાં મહાભારતમાં લખેલું **कुरुक्षेत्र** મેદાન છે.

**सीमला** હિમાલયના એક ફાંટા ઉપર હવા ખાવાનું સ્થળ છે. આ ટેકરી ૭,૨૦૦ ફુટ દરીઆની સપાટીથી ઉંચી છે, અને ત્યાં ઉનાળામાં વાઇસરૉય સાહેબ રહે છે. પહેલા ગવર્નર જનરલ જે અહીં રહ્યા હતા તે લૉર્ડ ઍમ્હર્સ્ટ હતા. એ સ્થળ મુંબઈથી ૧,૨૦૦ માઇલને અંતરે આવેલું છે, અને ત્યાં જતાં ૪૫ કલાક લાગે છે. છેક સીમલા સુધી રેલવેની સગવડ છે. સીમલાથી ૩૨ માઇલને છેટે **कसावली** છે, અને તે હડખાયા જનાવરથી કરડેલા દરદીના દવાખાના માટે પ્રસિદ્ધ છે.

**मुलतान** ( ૯૯,૦૦૦ ), **रावळपींडी** ( ૮૬,૦૦૦ ), અને **सियाळकोट** ( ૫૮,૦૦૦ ) લશ્કરી છાવણીનાં સ્થાન છે.

× **आलिवाल, सात्राउन, फिरोजशहेर, मुडकी, गुजरात,** અને **चिलीअनवाला** ઐતિહાસિક શહેરો છે.

## देशी राज्यो.

પંજાબનાં દેશી રાજ્યોનું ક્ષેત્રફળ કાઠિઆવાડથી પોણાએગણું છે, અને તેમાં વસ્તી કાઠિઆવાડથી દોઢી છે. એમાં ૩૪ રાજ્યો છે, પણ તેમાંનાં ઘણાં તો બહુ નાનાં છે.

**भावलपुर**નું મોટું મુસલમાની રાજ્ય ( ૧૫,૦૦૦ ચો. મા. ) સતલજ અને સિંધુની દક્ષિણે આવેલું છે. એ રાજ્ય મોટા રણ સુધી લાંબી ચીચરવટી છે. આ રાજ્યની રાજધાની **भावलपुर** છે.

**पतिआळा** સીખ રાજ્યોમાં મોટું અને ફળદ્રુપ છે. આ

---

× શિક્ષકે આનો ઇતિહાસ જોડેનો સંબંધ બતાવવો.

રાજ્યનું મુખ્ય શહેર **पतिआळा** ( ૫૪,૦૦૦ ) છે. આ ઉપરાંત **झींद, नभा, कपुरथला, फरीदकोट,** અને **मुदी,** એ નાનાં સીખ રાજ્યો છે.

## वायव्य सरहदनो प्रांत.

પંજાબની પશ્ચિમે જે નવો પ્રાંત બનાવવામાં આવ્યો છે તે વાયવ્ય સરહદનો પ્રાંત નામે ઓળખાય છે. એ પ્રાંતમાં પંજાબના પાંચ જિલ્લા અને કેટલીક એજન્સિઓ જેવી કે—**द्दीर, स्वात, चित्राळ, खाईबर, कुरम** વગેરે આવેલી છે. આ પ્રાંત ચીફ કમિશનરની દેખરેખ નીચે છે, અને એ ચીફ કમિશનર એમાંની એજન્સિઓ માટે એજન્ટ ટુ ધ ગવર્નર જનરલ છે. એ પ્રાંતનો ખાલસા મુલક આપણા ઉત્તર વિભાગથી સહેજ મોટો છે, પણ વસ્તી આપણા વિભાગની અડધીથી થોડી વધારે છે.

આ પ્રાંત પહાડી મુલક છે. માત્ર સિંધુ નદી તરફનોજ મુલક ફળદ્રુપ છે. આ ભાગમાં હિંદુસ્તાનમાં આવવાનો મોટો માર્ગ **खाईबर घाट** પેશાવરની પશ્ચિમે અને કાબુલ નદીની દક્ષિણે આવેલો છે. આ પ્રાંતની ખેતી લાયક જમીનમાં ઘઉં, જવ, અને બીજાં અનાજો, તેલી બીઆં, રૂ, વગેરે થાય છે.

લોકો પઠાણ જાતના મુસલમાન છે. દક્ષિણમાં રહેનારા મુસલમાનો વાઝીરી નામે, અને ઉત્તરમાંના કોહિસ્તાની નામે ઓળખાય છે. પહાડોમાં લોકો પુસ્તુ ભાષા, અને મેદાનના મુલકમાં ઉર્દુ અને પંજાબી બોલે છે. લોકોનો મુખ્ય વેપાર અફઘાનિસ્તાન જોડે છે.

### मुख्य शहेरो:--

**पेशावर** ( ૯૮,૦૦૦ ) આ પ્રાંતનું મુખ્ય શહેર છે, અને એમાં લશ્કરની મોટી છાવણી છે.

**डेराइस्माइलखान** ( ૩૨,૦૦૦ ) ગોશાલ ઘાટમાંથી ગઝની જવાના રસ્તા પર સિધુ નદી પર આવેલું ગામ છે.

**चित्राल, कोहाट, एडवर्डसआबाद,** અને **ॲबटाबाद** બીજાં નાનાં શહેરો છે.

## बलुचिस्तान.

વાયવ્ય સરહદ પરના પ્રાંતની દક્ષિણે બલુચિસ્તાન આવેલો છે. એમાંનો ૪૬,૦૦૦ ચો. મા. એટલે કાઠિઆવાડથી બમણો મુલક ખાલસા છે, અને બાકીનો ૮૭,૦૦૦ ચો. મા. જેટલા પ્રદેશ પર દેશી રાજ્યોનો અમલ છે. આ ખાલસા મુલકનો ઇ. સ. ૧૮૮૮-માં એક પ્રાંત બનાવવામાં આવ્યો હતો, અને તે વાઇસરૉયની દેખરેખ નીચે છે, એટલે તે હિંદુસ્તાનના સામ્રાજ્યનો ભાગ છે. આ પ્રાંતનો ચીફ કમિશનર તે આ ભાગમાં આવેલાં દેશી રાજ્યો-નો એજન્ટ ટુ ધ ગવર્નર જનરલ છે.

આ પ્રાંત ઇરાની ઉચ્ચ પ્રદેશના અગ્નિ ખુણાનો પહાડી અને રણનો ભાગ છે. સુલેમાન પર્વત તરફનો એનો ભાગ ઘણોજ ઉંચો છે. અહીં શિઆળામાં હવા ઘણીજ ઠંડી અને ઉનાળામાં અતિશય ઉષ્ણ રહે છે. સિંધુ નદીના કિનારાથી બોલનઘાટ સુધીનો માર્ગ ઉનાળામાં હિંદુસ્તાનમાં ઉંચામાં ઉંચા ઉષ્ણતામાનવાળો પ્રદેશ છે.

આ ભાગના ખાલસા મુલકની વસ્તી ૪ લાખ અને દેશી રાજ્યોની વસ્તી ૪ લાખ છે. લોકો બે જાતના છે. બલુચી આર્ય જાતના, અને બ્રાહુઈ મોગલ જાતના છે; પણ બંને મુસલમાની ધર્મ પાળે છે. આ પહાડી લોકો ઘણા મજબુત છે.

### मुख्य शहेरोः--

**क्वेटा** (૩૪,૦૦૦) ચીફ કમિશનરનું રહેવાનું સ્થળ બોલન ઘાટ-ના ઉત્તર છેડાથી ૨૮ માઇલ પર દરીઆની સપાટીથી ૫,૫૦૦ ફુટ ઉંચાઈએ આવેલું છે. સિંધના સક્કર શહેરથી ક્વેટા સુધી રેલવે છે.

**किलात** ખાનની રાજધાની ૬,૦૦૦ ફુટની ઉંચાઈએ ક્વેટાની દક્ષિણે ૮૪ માઇલ પર આવેલું છે. કિલાતના ખાનના તાબામાં મોટો પ્રદેશ છે, અને એ હિંદુસ્તાનની સરકારનો તાબાનો રાજા છે.

## अजमेर म्हेरवाडा.

પંજાબની દક્ષિણે રજપુતાના એજન્સિ આવેલી છે. તે મધ્યે **अजमेर म्हेरवाडा** નામનો નાનો ૨,૭૦૦ ચો. મા. નો બ્રિટિશ પ્રાંત આવેલો છે. ઇ. સ. ૧૮૧૮ના સિંધીઆ સરકારની જોડે થએલા તહનામાની રૂએ અંગ્રેજ સરકારને અજમેર પ્રાંત મળ્યો હતો. મ્હેરવાડા પ્રાંત ૧૮૨૦માં જીતી અજમેરમાં જોડી દેવામાં આવ્યો હતો. રજપુતાનાના બીજા ભાગની માફક આમાં ખેતી કરવા લાયક જમીન ઘણી થોડી છે, તે છતાં ફળદ્રુપ જમીન-માં મકાઈ, જવ, જુવાર, અને બાજરી થાય છે. આ પ્રાંતનો ચીફ કમિશનર રજપુતાનાનો એજન્ટ ટુ ધ ગવર્નર જનરલ છે. આ પ્રાંતમાં વસ્તી ૫,૦૦,૦૦૦ છે.

આ પ્રાંતનું મુખ્ય શહેર **अजमेर** (૮૬,૦૦૦) ઈ. સ. ૧૪૫-માં અજા રાજાએ વસાવેલું કહેવાય છે. આ શહેર રજપુતાના એજન્સિના એજન્ટ ટુ ધ ગવર્નર જનરલનું સદર સ્ટેશન છે. શહેર-માં રાજકુમારોને શીખવવા સારૂ એક મહાવિદ્યાલય છે. એમાં ખ્વાજા મુએઝીન–ઉદ–દાન ચીશતીની દરગાહ છે, અને તેમના માન-માં ૭ દિવસનો મોટો મેળો ભરાય છે.

---

## मध्य प्रांतो अने वराड.

રજપુતાના એજન્સિની પૂર્વમાં મધ્ય હિંદુસ્તાન એજન્સિ આવેલી છે, અને તેની દક્ષિણે **मध्य प्रांतो** અને **वराड** આવેલા છે. આ ભાગ અસલ ગોંડવાના નામે ઓળખાતો હતો, કારણ કે ગોંડ નામની અનાર્ય પ્રજાનાં અહીં રાજ્ય હતાં.

આ " નૉન રેગ્યુલેશન " પ્રાંત ચીફ કમિશનરની દેખરેખ નીચે છે. વરાડ પ્રાંત નિજામના તાબાનો મુલક હતો, પણ તે ઇ. સ. ૧૮૫૩માં કરજ પેટે અંગ્રેજ સરકારને આપવામાં આવ્યો હતો, અને હાલ તેને મધ્ય પ્રાંતોમાં જોડી દેવામાં આવ્યો છે. આ પ્રાંતો લગભગ મદ્રાસ ઇલાકા જેવડા છે, પણ વસ્તી મદ્રાસ ઇલાકાથી લગભગ ત્રીજે ભાગે છે.

આ પ્રાંતોનો ઘણો ભાગ પહાડો અને જંગલોથી છવાએલો છે. **विंध्य** અને **सातपुडा** એ બે મુખ્ય પર્વતો છે. નદીઓના મુખ તરફનો એમાંનો પ્રદેશ નીચો છે. **अमरकंटक** જબલપુરના અગ્નિ ખુણામાં ઉચ્ચ પ્રદેશ છે, અને ત્યાંથી નર્મદા નદી નીકળે છે. **नर्मदा** અને **तापी** ઉપરાંત બીજી પણ નાની નદીઓ આ પ્રાંતોમાં વહે છે. **वर्धा** સાતપુડાના પર્વતમાંથી નીકળી ગોદાવરીને મળે છે. **बाणगंगा** ઉપલી નદીને મળે છે, અને પછી આગળ એ બે નદીનાં પાણી **प्राणहिता** નદીને નામે ઓળખાય છે. **पेनगंगा** વરાડની દક્ષિણ સરહદ પર આવેલી છે, અને તે પણ વર્ધાને મળે છે. **पूर्णा** નદી વરાડમાં થઈ તાપી નદીને મળે છે.

વરાડના ઉચ્ચ પ્રદેશમાં ગરમી વધારે લાગતી નથી, પણ નાગપુરના મેદાનમાં ઉનાળામાં તાપ સખત પડે છે. મધ્ય પ્રાંતોનો ત્રીજો ભાગ જંગલ છે. જંગલોમાં સાગ અને સાલ મુખ્ય ઇમારતી લાકડાં છે. વળી લાખ અને રેશમ પણ જંગલમાં એકઠાં કરવામાં આવે છે. વરાડ પ્રાંત ઘણોજ ફળદ્રુપ છે, અને મધ્ય પ્રાંતોમાં પણ સપાટ ભાગમાં પુષ્કળ અનાજ પાકે છે. મુખ્ય પાક ઘઉં, ડાંગર, રૂ, તુવેર, અને તેલી બીઆં છે. છત્તિસગઢમાં ઘઉં, અને વરાડમાં મુખ્ય પાક રૂનો છે. મહા નદી અને વાઇનગંગાના પ્રદેશમાં ડાંગર થાય છે. આ ભાગમાં કોયલાની ખાણો છે, અને ઉંચું લોખંડ નીકળે છે.

આ પ્રાંતોમાં ચાર ભાગ હિંદુ અને એક ભાગના ગોંડ જાતના અનાર્ય લોક વસે છે. મધ્ય પ્રાંતોમાં લોકોની મુખ્ય ભાષા હિંદી છે, પણ મરાઠી, ઉર્ય, ગોંડ, અને તેલુગુ ભાષા કોઈ કોઈ જગાએ બોલાય છે. વરાડમાં મુખ્ય ભાષા મરાઠી છે. નાગપુરમાં સુતર વણવાની અને કાંતવાની મિલો છે.

ઇ. સ. ૧૮૫૩માં નાગપુરનો છેલ્લો ભોંસલે રાજા વારસ વિના મરણ પામવાથી તેના તાબાનો મુલક ખાલસા કરવામાં આવ્યો હતો. ઇ. સ. ૧૮૬૧માં કેટલોક ભાગ જુના વાયવ્ય પ્રાંતમાંથી અને કેટલોક મદ્રાસ ઇલાકામાંથી લઈ મધ્ય પ્રાંતો નામનો

પ્રાંત બનાવવામાં આવ્યો હતો. ઇ. સ. ૧૯૦૨માં મધ્ય પ્રાંતોમાં વરાડ જોડવામાં આવ્યો, તેથી મધ્ય પ્રાંતો અને વરાડ એવું આ ભાગનું નામ રાખવામાં આવ્યું છે. ઇ. સ. ૧૯૦૫માં પૂર્વનો સંબલપુર જિલ્લો બંગાળામાં જોડી દેવામાં આવ્યો.

### મુખ્ય શહેરો:—

**નાગપુર** ( ૧,૦૧,૦૦૦ ) મધ્ય પ્રાંતોની રાજધાની, ચીફ કમિશનરનું મુખ્ય સ્થાન, અને વેપારનું મથક છે. એ શહેરથી નવ માઇલ પર કામટીમાં લશ્કરી છાવણી છે.

**જબલપોર** (૧,૦૧,૦૦૦) સાતપુડાની ઉત્તરે દરીઆની સપાટીથી ૧,૩૦૦ ફુટ ઉચું છે. આ રેલવેનું તથા વેપારનું મોટું સ્થળ છે.

**સાગર** (૪૨,૦૦૦)ની હવા ઉંચાણને લીધે ઘણી સારી છે. ત્યાં લશ્કરી થાણું છે.

**બુરાનપુર** (૩૩,૦૦૦)તાપી નદીના ઉત્તર કિનારા પર રેશમી અને કસબી કાપડ માટે વખણાય છે. એની પડોશમાં **અસીરગઢ**નો કિલ્લો છે. આ ઉપરાંત **ખંડવા** (૧૬,૦૦૦), **પંચમડી, રાયપુર** (૩૨,૦૦૦), અને **ચાંદા** (૧૬,૦૦૦) નાનાં ગામો છે. પંચમડીમાં ઉનાળામાં ચીફ કમિશનર રહે છે. ચાંડા ગોંડની જુની રાજધાની મધ્ય પ્રાંતોના નૈર્ઋત્ય ભાગમાં છે.

### વરાડ.

**ઇલીચપુર** (૨૬,૦૦૦) વરાડમાં મોટું શહેર છે, અને મુસલમાની રાજ્યની એક વખતે રાજધાની હતી.

**ઉમરાવતી** (૪૦,૦૦૦) રૂના વેપારનું મોટું મથક છે. આ ઉપરાંત **અકોલા**(૨૯,૦૦૦)અને **આર્ગામ***[*] બીજાં નાનાં શહેરો છે.

### દેશી રાજ્યો.

મધ્ય પ્રાંતોના દેશી રાજ્યોનો વિસ્તાર કાઠિઆવાડથી દોઢગણો છે, પણ વસ્તી કાઠિઆવાડથી પોણી છે. એ રાજ્યોમાં

* ઐતિહાસિક શહેર.

ઘણે ભાગે જંગલો આવેલાં છે, અને અનાર્ય પ્રજા રહે છે. એ રાજ્યોમાંનું મોટું રાજ્ય बस्तार છે, અને તેની રાજધાની जगदलपुर ઇંદ્રાવતી નદી પર છે.

---

## देशी राज्यो.

હિંદુસ્તાનમાં નાનાં મોટાં ૬૮૦ દેશી રાજ્યો છે. તેમાંનાં ૪૮૦ રાજ્યો તો ઘણાં નાનાં છે. બાકીનાં રાજ્યોમાંનાં મોટાં જે પ્રાંતોની અંદર આવેલાં છે, તે પ્રાંતોના ઉપરી અધિકારીની દેખરેખ નીચે છે. कास्मीर, गायकवाड, निजाम, અને म्हैसुर એ ચાર મોટાં રાજ્યો વાઇસરૉયની દેખરેખ નીચે છે, એટલે તેની તરફથી ત્યાં રેસિડંટો રાજાઓને સલાહ આપવા રહે છે. આ ચાર મોટાં રાજ્યો ઉપરાંત રાજ્યોના સમૂહની બે એજન્સિઓ रजपुताना, અને मध्य हिंद एजान्सि પણ વાઇસરૉયની દેખરેખ નીચે છે, એટલે કે તેની તરફનો અધિકારી એજન્ટ ટુ ધ ગવર્નર જનરલ એ એજન્સિઓમાં રહી રાજ્યો પર દેખરેખ રાખે છે. આ મોટાં રાજ્યોમાંના ગાયકવાડી રાજ્યનું વર્ણન મુંબઈ ઇલાકાની ભૂગોળમાં શીખી ગયા છો, માટે બાકીનાં ત્રણ રાજ્યો, અને બે એજન્સિની ભૂગોળનું વર્ણન હવે આપવામાં આવશે.

---

## कास्मीर.

પંજાબની ઉત્તરે જે મોટું કાસ્મીરનું દેશી રાજ્ય આવેલું છે તે હિંદુસ્તાનનો છેક ઉત્તરનો ભાગ છે. એનો નૈર્ઋત્યનો ભાગ કાશ્મીરની ખીણ કહેવાય છે. અહીં મોગલ શહેનશાહો ઉનાળામાં આવીને રહેતા હતા. ઉત્તરમાં બાલિસ્તાનનો, ઇશાનમાં લાડકનો, અને દક્ષિણમાં જમ્મુનો મુલક કાશ્મીરના રાજાના તાબા હેઠળ હોવાથી, આખું રાજ્ય હાલ કાશ્મીર કહેવાય છે. આ રાજ્યનું ક્ષેત્રફળ ૮૧,૦૦૦ ચો. મા. છે.

કાશ્મીર ખીણ અને પહાડોનો પ્રદેશ છે. આ રાજ્યમાં બરફથી છવાએલાં શિખરો અથવા બરફની નદીઓ (ગ્લેશિઅર)

ઘણી છે. નૈર્ઋત્યની ખીણુ જે ખરૂં કાસ્મીર છે, તે ૮૦ માઇલ લાંબી, અને ૨૦થી ૨૫ માઇલ પહોળી, અને ૫,૦૦૦થી ૬,૦૦૦ ફુટ ઉંચી છે. એવું ધારવામાં આવે છે કે એક વખત આ ખીણુ સરોવરનું તળીઉં હતું. કાસ્મીરમાં દાખલ થતી વખતે સિંધુ નદીની દરીઆની સપાટીથી ઉંચાઈ ૧૪,૦૦૦ ફુટ છે, અને કાસ્મીરમાંથી પંજાબમાં દાખલ થતી વખતે એની ઉંચાઈ ૪,૦૦૦ ફુટ છે. ઉપલી બીના બતાવી આપે છે કે સિંધુનું પાણી કાસ્મીરમાં ૧૦,૦૦૦ ફુટ નીચે ઉતરવાથી ઘણી ઝડપથી વહેતું હશે.

કાસ્મીરની ખીણુની હવા ઠંડી અને ઘણીજ આનંદદાયક છે. મેવા, અને અનેક જાતનાં ફૂલ આ ખીણુની અંદર થાય છે. એનો પાક પંજાબના જેવો છે. કાસ્મીરી શાલો તિબેટના બકરાના ઊનમાંથી બનાવવામાં આવે છે, અને તે ઘણી કીમતી હોય છે, તેમજ ઘણી વખણાય છે. ઊંટના વાળની મેળવણીનું પશમીના નામનું સુંદર કપડું પણ ત્યાં બને છે.

આ પ્રાંતમાં વસ્તી ૩૧,૫૮,૦૦૦ છે, અને ક્ષેત્રફળ જોતાં એ ઘણીજ આછી છે; પણ તેનું કારણ એ છે કે મુલક પહાડી છે. ઉત્તરમાં અને પૂર્વમાં વસનારા લોકો મોંગોલ જાતના છે, અને તેઓ બૌદ્ધ અથવા મુસલમાની ધર્મ માને છે. મધ્ય ખીણુના રહેવાસી કાસ્મીરી ઘણે ભાગે મુસલમાન છે, પણ ડુંગરમાં રહેનારા ડોગરા ઘણે ભાગે હિંદુ છે. કાસ્મીરીઓ ગૌર વર્ણના અને ખૂબસુરત છે. કાસ્મીરમાંથી અનાજ, ઇમારતી લાકડું, શાલ, મેવો, ઘી, વગેરે પંજાબ મોકલવામાં આવે છે.

રાજા ડોગરા જાતના રજપુત છે, અને સીખ લોકોનો મુલક જીતી લીધા પછી ઇ. સ. ૧૮૪૬માં લૉર્ડ હાર્ડિન્ગે હાલના રાજાના વંશમાં આ મુલક સોંપ્યો હતો.

**મુખ્ય શહેરોઃ—**

**શ્રીનગર** (૧,૨૬,૦૦૦) રાજધાની અને મહારાજાનું ઉનાળામાં રહેવાનું સ્થળ ઝેલમ નદી પર ૫,૨૦૦ ફુટની ઉંચાઈએ કાસ્મીરની ખીણુના મધ્ય ભાગમાં આવેલું છે. આ ઘણીજ રમણીય

જગા છે, અને શેરીમાં હોડીમાં બેસી ફરાય છે. લોકો ઘરોની અગાસી પર ફૂલનાં કુંડાં મૂકી બાગ બનાવે છે.

**जम्मु** (૩૬,૦૦૦) પંજાબના સિયાળકોટની ઈશાનમાં ૨૫ માઇલ પર આવેલું છે. કાશ્મીરનો રાજા કાશ્મીર અને જમ્મુનો મહારાજા કહેવાય છે.

**लेह** લાડકનું મુખ્ય શહેર છે. એ સિંધુ નદી પર આવેલું છે. ચિનાઈ–તુર્કસ્તાનનો વેપાર આ સ્થળને હાથ છે.

## रजपुताना एजन्सि.

રજપુતાના એજન્સિનો પ્રદેશ પંજાબની દક્ષિણે આવેલો છે. એમાં ૨૦ રાજ્યો છે. તેમાંનાં ૧૭ રજપુત રાજ્યો, ૨ જાટ સંસ્થાનો, અને ૧ મુસલમાની રાજ્ય છે. આ બધાં રાજ્યનો ઉપરી અમલદાર એજન્ટ ટુ ધ ગવર્નર જનરલ અજમેર રહે છે, અને તેના હાથ નીચેના અમલદારો રેસિડંટો જુદા જુદા રાજ્યમાં રહે છે. આ બધાં રાજ્યોનું ક્ષેત્રફળ આપણા ગુજરાતથી લગભગ બમણું છે, પણ વસ્તી ગુજરાતથી સહેજજ વધારે છે. મુખ્ય રાજ્યો **उदेपुर** અથવા **मेवाड**, **जोधपुर**, **बिकानेर**, અને **जेसलमीर** છે. નાનાં રાજ્યો **बुंदी**, **कोटा**, **किशनगढ**, **भरतपुर** અને **धोळपुर** (જાટ), અને **टोंक** ( મુસલમાન ) છે.

**अरवल्ली डुंगर** રજપુતાના એજન્સિના મધ્ય ભાગમાં આવેલો છે. ડુંગરાની પશ્ચિમનો ભાગ સપાટ મેદાન છે, અને તેમાં કોઈ કોઈ જગાએ રેતીના ડુંગર નજરે પડે છે. વાયવ્ય તરફનો ભાગ તદન રણનોજ પ્રદેશ છે. ડુંગરાની પૂર્વનો ભાગ ઉચ્ચ પ્રદેશ છે. એ ઉચ્ચ પ્રદેશનો નૈર્ઋત્ય ભાગ ફળદ્રુપ છે. અરવલ્લીના દક્ષિણ ભાગમાં **आबु शिखर** હવા ખાવાનું સ્થળ છે, અને ઉનાળામાં એજન્ટ ટુ ધ ગવર્નર જનરલ અહીં રહે છે. આ ભાગમાં નદીઓ થોડી છે. **लुणी** અજમેર આગળ અરવલ્લીના ડુંગરમાંથી નીકળી કચ્છના રણમાં પડે છે. એનું પાણી ખારૂં છે. **चंबल** મધ્ય હિંદુસ્તાન એજન્સિના પહાડોમાંથી નીકળી ઉત્તરમાં આગ્રા આગળ જમનાને મળે છે. **बनास** નામની નાની નદી ચંબલને મળે છે. ચંબલ નદી રજપુતાનાની પૂર્વ સરહદ છે.

અરવલ્લી ડુંગરના પશ્ચિમ ભાગમાં વરસાદ ઓછો પડે છે, અને પૂર્વ ભાગમાં વધારે પડે છે, તેથી પૂર્વ ભાગ વધારે ફળદ્રુપ છે. વાયવ્ય તરફ અતિશય ટાઢ, અને અતિશય તાપ પડે છે. રજપુતાના એજન્સિ ખેતીનો પ્રદેશ નથી. પાણીની તાણને લીધે પૂર્વ તથા દક્ષિણ ભાગ સિવાય બીજી કોઈ જગાએ બે પાક થતાજ નથી. ઘઉં અને મકાઈ મુખ્ય અનાજ છે. **सांबर** સરોવર પર મીઠું પકવવામાં આવે છે. આ રણના પ્રદેશમાં મુખ્ય જનાવર ઊંટ છે. બિકાનેર તરફ ઊંટના લશ્કરની ટુકડીઓ છે. ખેતી તથા ગાડીના કામમાં પણ એ બાજુએ ઊંટજ વપરાય છે.

રજપુતાનામાં મુસલમાનોની વસ્તી ઓછી છે. રાજાઓ રજપુત (રાજપુત્ર) છે, તેથી આ ભાગનું નામ રજપુતસ્તાન—રજપુતાના પડેલું છે. લોકો મારવાડી અને ઉર્દુ અથવા હિંદી ભાષા બોલે છે.

**मुख्य राज्यो:—**

**जोधपुर** અથવા **मारवाड**નું રાજ્ય બધામાં મોટું (૩૫,૦૦૦ ચો. મા.) છે. એ રાજ્યમાં વસ્તી ૨૦,૫૭,૦૦૦ છે, અને લોકો મારવાડી નામે ઓળખાય છે. આ રાજ્યની મુખ્ય પેદાશ બાજરી, મઠ, અને જુવાર છે. એની રાજધાનીનું નગર **जोधपुर** (૬૦,૦૦૦) ઇ. સ.ની ૧૪મી સદીમાં જોધા નામના રાજાએ વસાવ્યું હતું.

**जयपुरनुं राज्य** જોધપુરના રાજ્યથી ક્ષેત્રફળમાં અડધું છે, પણ તેમાંની વસ્તી (૨૬,૩૬,૦૦૦) જોધપુરના રાજ્ય કરતાં વધારે છે. એની રાજધાનીનું નગર **जयपुर** (૧,૩૭,૦૦૦) જયસીંગ બીજાએ ઇ. સ. ૧૭૨૮માં વસાવ્યું હતું. એ શહેરના રસ્તાઓ તથા મકાનો એક સરખાં બાંધેલાં છે. હિંદુસ્તાનમાં જોવા લાયક શહેરમાંનું આ એક છે. શહેરમાં સંગ્રહસ્થાન તથા વેધશાળા જોવા લાયક છે.

**उदेपुर** અથવા **मेवाड**નું રાજ્ય જયપુર કરતાં પણ નાનું છે, અને તેમાં વસ્તી ૧૨,૯૩,૦૦૦ છે. રજપુત રાજાઓમાં ઉદેપુરના રાજા ઉંચા કુળના ગણાય છે; કારણ કે તેઓએ પોતાની બેટી કોઈ પણ મુસલમાન રાજાને લગ્નમાં આપી નથી. એની રાજધાની **उदेपुर** (૪૬,૦૦૦)માં રાજાનો મહેલ ઘણોજ સુંદર છે. એની

ઈશાનમાં ઉદેપુરના રાજ્યની જુની રાજધાની **चितोड** છે. એની ઉત્તરે ૧૨ માઇલ પર એકલિંગજી મહાદેવનું દહેરૂં, અને તેનાથી થોડે છેટે શ્રી નાથજીનું વૈષ્ણવોનું જાત્રાનું મોટું ધામ છે.

**बिकानेर**ના રાજ્યનું ક્ષેત્રફળ ઉદેપુરના રાજ્યથી લગભગ બમણું છે, પણ વસ્તી (૭,૦૦,૦૦૦) ઉદેપુરના રાજ્યથી લગભગ અડધી છે. એનો રાજા જોધપુરના રાજાના વંશનો છે, કારણકે જોધાના છોકરા વિકાએ **बिकानेर** (૫૩,૦૦૦) ઇ. સ. ૧૪૩૯માં વસાવ્યું હતું. ઘણી ઉંડાઈએ ખોદવાથી આ રાજ્યના કુવાઓમાં પાણી નીકળે છે.

**जेसलमीर**ના રાજ્યનું ક્ષેત્રફળ ૧૬,૦૦૦ ચો. મા. છે, પણ વસ્તી ઘણીજ ઓછી (૮૮,૦૦૦) છે. આ રાજ્યનો લગભગ બધો ભાગ રેતીનું રણ છે. રાજા યદુભટ્ટી જાતનો રજપુત છે. ઇ.સ. ૧૧૫૬માં જેસલ નામના રાજાએ **जेसलमीर** (૧૧,૦૦૦) નગર વસાવ્યું હતું. અહીં પણ ૨૦૦-૩૦૦ ફુટ જમીન ખોદ્યા પછી પાણી નીકળે છે.

**भरतपुर**ના રાજ્યનું ક્ષેત્રફળ થોડું (૧૯,૦૦૦ ચો. મા.) છે, પણ દેશ ફળદ્રુપ છે. આ જાટ નામના રજપુત રાજાનો પ્રદેશ છે, અને એની રાજધાની **भरतपुर** (૪૪,૦૦૦) આગ્રાની પશ્ચિમે આવેલું છે. ભરતપુર શહેરનો માટીનો કિલ્લો ઘણો મજબુત ગણાતો હતો. ભરતપુર પાસે **दीग**માં રાજાનો મહેલ હિંદુસ્તાનનાં સુંદર મકાનોમાંનો એક છે.

**आबु** શિરોહીમાં એક માઇલ ઉંચું હવા ખાવાનું સ્થળ છે. આરસની ઘણીજ સુંદર કોરણીવાળાં જૈન દહેરાં માટે એ પ્રખ્યાત છે.

---

## मध्य हिंदुस्तान एजन्सि.

રજપુતાના એજન્સિની પૂર્વે આવેલી આ એજન્સિ ૧૪૮ નાનાં રાજ્યોની બનેલી છે. તેમાં **सिंधीआनुं राज्य** મોટામાં મોટું છે. એમાંનાં ૧૨૪ રાજ્ય તો એટલાં નાનાં છે કે તેમાંનાં કોઈનું ક્ષેત્રફળ ૫૦૦ ચો. મા. કરતાં વધારે નથી. આ બધાં રાજ્યોનું ક્ષેત્રફળ કાઠિઆવાડથી ચારગણું છે, અને વસ્તી પણ ચાર-

ગણી છે. આ એજન્સિના એક ભાગમાં ગ્વાલીઅર (સિંધીઆનું)નું રાજ્ય, અને પ્રાચીન માળવાનો ઘણોખરો ભાગ છે, અને બીજામાં બુંદેલખંડ માંહેલાં દેશી રાજ્યો, અને રેવાનું મોટું રાજ્ય છે. આ બે ભાગો વચ્ચે સંયુક્ત પ્રાંતની એક સાંકડી પટી ( ઝાંસીનો મુલક ) આવેલી છે. મધ્ય પ્રાંતોનો સૌથી ઉત્તરનો સાગર જિલ્લો આ પટીને મળે છે.

આ પ્રદેશની ઉંચાઈ ૬૦૦થી ૨,૦૦૦ ફુટ છે, અને એનો ઢોળાવ ઉત્તર અને ઈશાન તરફનો છે. વિંધ્યાચળનો ઉત્તરનો પ્રદેશ માળવાનો ઉચ્ચ પ્રદેશ કહેવાય છે. બુંદેલખંડ અને રેવા પહાડી મુલક છે, અને તેમાં દક્ષિણે મોટાં મોટાં જંગલો છે. એમાં **વિંધ્ય** અને **સાતપુડા** પર્વતો આવેલા છે. વળી **કૈમુર** નામની વિંધ્યાચળની એક શાખા પૂર્વમાં ઈશાન તરફ જાય છે. નદીઓમાં **નર્મદા**, **શોણ**, અને **ચંબલ** છે. શોણ નર્મદાના મૂળ પાસેથી નીકળી કૈમુરના ડુંગર આગળ થઈ બંગાળામાં ગંગા નદીને મળે છે.

આ ભાગમાં વરસાદ ૩૦–૩૫ ઇંચ પડે છે. ઉત્તરમાં હવા ઉનાળામાં વધારે ગરમ, અને શિઆળામાં વધારે ઠંડી છે. દક્ષિણ-માં ઉચ્ચ પ્રદેશને લીધે હવા સમધાત છે. જમીન ઘણે ભાગે રસાળ છે. સાધારણ અનાજ ઉપરાંત આ ભાગમાં ઇંદોરની આજુબાજુ તમાકુ અને અફીણ થાય છે. આ પ્રાંતના પૂર્વ ભાગમાં કોયલાની મોટી ખાણો છે. વિંધ્યાચળની તળેટીમાંથી લોખંડ નીકળે છે. બુંદેલખંડ હીરા અને બીજા અમૂલ્ય ખનીજો માટે પ્રખ્યાત છે. ત્યાંના લોકો હિંદી ભાષા બોલે છે. સાતપુડા અને વિંધ્યાચળમાં ગોંડ અને ભીલ જાતના અનાર્ય લોકો રહે છે, અને તેઓ પોતાની ભાષા બોલે છે.

**મુખ્ય રાજ્યો:—**

**રેવા**ના રાજ્યનું ક્ષેત્રફળ ૧૩,૦૦૦ ચો. મા. છે, અને તેમાં વસ્તી ૧૩,૦૦,૦૦૦ છે. આ રાજ્યમાં પુષ્કળ ખાણો અને જંગલો છે. એની રાજધાની **રેવા** (૨૫,૦૦૦) છે.

**પન્ના**નું નાનું રાજ્ય (૨,૬૦૦ ચો. મા.) બુંદેલખંડમાં આવેલું છે, અને તે હીરાને માટે પ્રખ્યાત છે.

**તેહરી**નું રાજ્ય પણ (૨,૧૦૦ ચો. મા.) નાનું છે. આ રાજ્યનો રાજા બધાં બુંદેલા રાજ્યોમાં મોટો ગણાય છે. બુંદેલા રજપુતોએ આ મુલક ૫૦૦ વર્ષ પર પોતાના કબજામાં લીધો હતો, અને એ રજપુતો પરથી આ ભાગનું નામ બુંદેલખંડ પડયું છે.

**ઇંદોર**ના રાજ્યનું ક્ષેત્રફળ ૯,૫૦૦ ચો. મા. છે, અને તેના રાજા મરાઠા છે. એ રાજાઓ હોલકરને નામે ઓળખાય છે. એની રાજધાની **ઇંદોર** (૪૫,૦૦૦) **અહલ્યાબાઈ**એ વસાવ્યું હતું, અને ઇ. સ. ૧૮૧૮થી ત્યાં રાજધાની રાખવામાં આવી છે. મધ્ય હિંદુસ્તાન એજન્સિના એજન્ટ ટુ ધ ગવર્નર જનરલ આ શહેરમાં રહે છે. ઇંદોરમાં મધ્ય હિંદ એજન્સિના રાજકુમારોને માટે એક કૉલેજ છે.

**મહુ** (૩૬,૦૦૦) ઇંદોરથી નૈર્ઋત્યમાં ૧૩ માઇલ પર અંગ્રેજી લશ્કરની છાવણીનું સ્થળ છે.

**ભોપાળ**ના મુસલમાની રાજ્યનું ક્ષેત્રફળ ૭,૦૦૦ ચો. મા. છે. એ રાજ્યમાં બેગમ અમલ ચલાવે છે. તેની રાજધાની **ભોપાળ** (૫૬,૦૦૦) છે. ભોપાળના પોલિટિકલ એજન્ટ શહેરની પશ્ચિમે **શિહુર**માં રહે છે.

**ગ્વાલીઅર**ના મરાઠી રાજ્યનું ક્ષેત્રફળ ૨૯,૦૦૦ ચો. મા. છે, ને તેની વસ્તી ૩૦,૯૦,૦૦૦ છે. મધ્ય હિંદુસ્તાનમાં એ મોટામાં મોટું રાજ્ય છે. એના રાજા સિંધીઆ કહેવાય છે. તેની રાજધાની **ગ્વાલીઅર** અથવા **લશ્કર** (૪૭,૦૦૦) છે. ગ્વાલીઅરનો કિલ્લો અંગ્રેજ સરકારે સિંધીઆ સરકારને આપી તેની પાસેથી ઝાંસી લીધું હતું. એ રાજ્યના ઉત્તરના ભાગમાં તાપ પડે છે, અને મુલક રેતાળ અને ડુંગરવાળો છે. દક્ષિણમાં **ઉજ્જન** (૪૦,૦૦૦) સિંધીઆને તાબે છે. ઉજ્જનની પાસે જુની ઉજ્જન નગરીનાં ખંડેર જોવામાં આવે છે. હિંદુ ખગોળશાસ્ત્રી ઉજ્જનથી પહેલું રેખાંશવૃત્ત* ગણે છે. પશ્ચિમમાં **નીમચ** અંગ્રેજી લશ્કરની છાવણી છે.

---

* શિક્ષકે રેખાંશવૃત્ત વિષે સમજણ આપી નકશાના રેખાંશવૃત્ત કયાંથી ગણવામાં આવે છે તે કહેવું.

આ ઉપરાંત धार અને रतलाम એવાં બે નાનાં રજપુત રાજ્યો છે.

## निजामनुं राज्य.

મધ્ય પ્રાંતો અને વરાડની દક્ષિણે હિંદુસ્તાનનાં દેશી રાજ્યોમાં મોટામાં મોટું એવું निजामનું રાજ્ય આવેલું છે. આ મુસલમાની રાજ્ય છે, અને રાજકર્ત્તા નિઝામને નામે ઓળખાય છે. આ રાજ્ય ગાયકવાડી રાજ્યથી દસગણું મોટું છે, અને વસ્તી (૧,૩૩,૭૪,૦૦૦) ગાયકવાડી રાજ્યથી સાતગણી છે. ઔરંગજેબના મરણ પછી તેના એક સરદારે નિઝામ–ઉલ–મુલક (રાજ્યની વ્યવસ્થા કરનાર) નામ ધારણ કરીને દક્ષિણમાં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું હતું. નિઝામના દરબારમાં બ્રિટિશ સરકાર તરફથી રેસિડંટ રહે છે.

આ મુલક દક્ષિણના ઉચ્ચ પ્રદેશનો ઘણો ભાગ રોકે છે. એમાં કેટલાક પહાડો આવેલા છે, તેમાં વાયવ્યમાં अजिन्टा મુખ્ય છે. गोदावरी, कृष्णा, भीमा, અને तुंगभद्रा એ મુખ્ય નદીઓ છે. તુંગભદ્રા જે તુંગ ને ભદ્રા એ બે નામની નદીથી બનેલી છે, અને જે કૃષ્ણાને મળે છે, તે તુંગભદ્રા અને કૃષ્ણા નિઝામના રાજ્યની દક્ષિણ સરહદ પર આવેલી છે. મુંબઈ ઇલાકાની ભીમા નદી તુંગભદ્રાને મળે છે. રાજ્યની જમીન સાધારણ રીતે ફળદ્રુપ છે, પણ કેટલાક ભાગમાં જંગલો આવેલાં છે. રાગી, બીજાં અનાજો, રૂ, અને તેલી બીઆં મુખ્ય પાક છે. ગોદાવરીની ઈશાનની સરહદ પર કોયલાની મોટી ખાણો છે. એ ખાણો નજદીક વળી લોખંડની કાચી ધાતુ પણ નીકળે છે.

આ રાજ્યમાં લોકો ઘણે ભાગે મુસલમાન છે, પણ પૂર્વમાં તેલુગુ, અને પશ્ચિમમાં મરાઠા લોક વધારે જોવામાં આવે છે. મુસલમાનો ઉર્દુ, તેલુગો તેલુગુ, મરાઠાઓ મરાઠી અને કાનડીઓ (નૈર્ઋત્યમાં) કાનડી ભાષા બોલે છે.

**मुख्य शहेरोः—**

**हैदराबाद** (૫,૦૧,૦૦૦) નિઝામના રાજ્યની રાજધાની મુસી નદી પર આવેલું છે. હિંદુસ્તાનમાં વસ્તીના પ્રમાણમાં આ ચોથું

શહેર છે. શહેરમાં ઘણાં જોવા લાયક મકાનો છે. **સિકંદરાબાદ** અને **બોલારમ** હૈદરાબાદની પાસે લશ્કરી થાણાં છે.

**ઔરંગાબાદ** (૩૭,૦૦૦) વાયવ્યમાં અજિંટા ડુંગર પાસે શહેર છે. એનાથી આઠ માઇલ પર **દૌલતાબાદ** અથવા **દેવગઢ**નો કિલ્લો છે. ઔરંગાબાદમાં ઔરંગજેબની છોકરી બીબી મુકરબાનો રોઝો છે, અને તે તાજમહેલનો નમુનો છે.

**गोवळकोंडा** હૈદરાબાદની પશ્ચિમે સાત માઇલ પર જુની રાજધાની છે. એક વખત એ હીરાને માટે પ્રખ્યાત હતું.

**वरंगुळ** તૈલંગણના રાજ્યની, **बीदर** (બેદર) મુસલમાની રાજ્યની રાજધાની, અને **कल्याण** ચાલુક્ય રાજ્યની રાજધાનીનાં શહેર હતાં. **रायचुर** (૨૨,૮૦) જી. આઈ. પી. રેલવે અને મદ્રાસ રેલવેનું જંકૂશન છે. **आसाई** ઐતિહાસિક શહેર છે. **इलोरा** અને **अजिंटा** વાયવ્યમાં બૌદ્ધ તથા હિંદુ લોકોનાં પહાડમાંથી કોતરી કાઢેલાં દેવાલયો અને ગુફાઓ માટે પ્રસિદ્ધ છે.

## म्हैसुर.

નિઝામના રાજ્યની દક્ષિણમાં આ મોટું હિંદુ દેશી રાજ્ય આવેલું છે. એ રાજ્યનું ક્ષેત્રફળ ગ્વાલીઅરના રાજ્ય જેટલું છે, પણ વસ્તી (૫૮,૦૦,૦૦૦) તે રાજ્યથી આસરે બમણી છે. દેશી રાજ્યોમાં આ એક સુધારામાં આગળ પડતું રાજ્ય છે. વાઇસરૉય તરફથી રેસિડંટ અહીં રહે છે, અને તે પાસેના બ્રિટિશ કુર્ગ પ્રાંતોના ચીફ કમિશનર પણ છે.

આ ઉચ્ચ પ્રદેશની સપાટી દરીઆથી લગભગ ૨,૦૦૦થી ૩,૦૦૦ ફુટ ઉંચી છે. એનો ઉત્તરનો ઢોળાવ તુંગભદ્રા તરફ, પૂર્વનો પેન્નેર, પાલાર, અને પન્નાર તરફનો, અને દક્ષિણનો કાવેરી તરફ છે. પશ્ચિમ તરફનો ભાગ વધારે ડુંગરાવાળો છે, એટલુંજ નહિ પણ તે જંગલોવાળો ને વરસાદવાળો છે. ઉંચાણને લીધે હવા ગરમ નથી, અને ઘણા ભાગમાં તો સમધાત છે. એની મુખ્ય પેદાશ રાગી છે, અને લોકોનો સામાન્ય ખોરાક પણ તેજ છે. બીજા પાકો ડાંગર, શેરડી, તમાકુ, અને રૂ છે. પશ્ચિમ ભાગનો ડુંગરી ભાગ જે મલનાડ નામે ઓળખાય છે, તેમાં બુંદ થાય છે.

જંગલમાં પુષ્કળ ઇમારતી લાકડું, અને સુખડ ઉત્પન્ન થાય છે. કોલર જિલ્લા તરફ પુષ્કળ સોનું નીકળે છે.

ઇ. સ. ૧૭૯૯માં ટીપુ સુલતાન પાસેથી અંગ્રેજ સરકારે એ રાજ્ય જીતી જે આગલા હિંદુ રાજાને હૈદરે પદભ્રષ્ટ કર્યો હતો તેના વંશના એક બાળકને ગાદીએ બેસાડયો. મ્હૈસુરના રાજાને કાયદા બાંધવાના કામમાં મદદ કરવા લોકોના પ્રતિનિધિની એક સભા છે, પણ હાલ તો તેને માત્ર સલાહ આપવાનો અધિકાર છે.

**मुख्य शहेरो:--**

**बांगलोर** (બંગલૂર) (૧,૮૯,૦૦૦) મદ્રાસની પશ્ચિમે ૨૧૯ માઇલ પર મોટું શહેર છે. એ દરીઆની સપાટીથી ૩૧,૦૦ ફુટ ઉંચું છે, અને એની હવા ઘણીજ સારી ગણાય છે. ત્યાં વિદ્યાની શોધખોળને માટે એક સંસ્થા સ્થાપવામાં આવી છે. એ લશ્કરી છાવણીનું અને રેસિડન્ટના મુકામનું સ્થાન છે. સુતરાઉ અને ગરમ કાપડ વણવાની મિલો પણ ત્યાં છે.

**कोलर** (૩૮,૦૦૦) સુલતાન હૈદરઅલીની જન્મભૂમિ છે. હાલ ત્યાંની સોનાની ખાણોમાંથી સોનું કાઢવામાં આવે છે.

**म्हसुर** (૭૧,૦૦૦) રાજધાનીનું નગર બાંગલોરથી ૯૬ માઇલ પર નૈર્ઋત્યમાં છે. એની ઉત્તરે દસ માઇલ પર કાવેરી નદીમાં ટાપુ પર **श्रीरंगपट्टण** ટીપુ સુલતાનની રાજધાની હતું. ત્યાંની હવા ખરાબ છે, તેથી શહેર ખંડેર હાલતમાં છે.

---

## स्वतंत्र राज्यो.

### नेपाळ.

હિંદુસ્તાનમાં બ્રિટિશ રાજ્ય ઉપરાંત કેટલાંક સ્વતંત્ર રાજ્યો છે. તેમાં **नेपाळ**નું રાજ્ય હિંદુસ્તાનની ઉત્તરે આવેલું છે, તે મોટામાં મોટું છે. એ રાજ્યનું ક્ષેત્રફળ સિંધ જેટલું છે, પણ વસ્તી સિંધ કરતાં વધારે છે.

આ આખું રાજ્ય હિમાલયની તળેટીથી સરેરાશ ૫,૦૦૦ ફુટ ઉંચું પર્વત ઉપરના ઉચ્ચ પ્રદેશમાં છે. એમાં હિમાલયનાં

ઉંચાં શિખરો **ધવલગિરિ** ને **એવરેસ્ટ** છે. **ગોગ્રા, ગંડકી,** અને **કુશી** એ ત્રણ નદીઓનાં મૂળ પણ આ રાજ્યની સરહદમાં છે. પહાડોમાં કેટલીક ફળદ્રુપ ખીણો છે. નીચલી ખીણના ભાગમાં ખેડાણ લાયક જમીન છે. તેરાઈના જંગલમાં ડાંગર, અનાજ, તેલી બીઆં, અને તમાકુ થાય છે. વળી સાગ અને સીસમનાં લાકડાં પણ જંગલમાં ઉત્પન્ન થાય છે.

લોકો ઘણે ભાગે મોગલ (મોંગોલ) જાતના છે, અને બૌદ્ધ ધર્મ માને છે. ગુરખા નામના રજપુતોએ આ દેશ ઈ. સ. ૧૭૬૭માં જીતી લીધો ત્યારથી તેમની વસ્તી ત્યાં વધારે થઈ છે. ઘણા ગુરખાઓ હિંદુસ્તાનમાં લશ્કરી નોકરી બજાવે છે, અને તેઓ સીખ જેવા બહાદુર લડવૈયા છે. આ રાજ્યની મુખ્ય નિકાસ ચોખા, બીજાં અનાજ, તેલી બીઆં, ઢોર, શણ, અને ચામડાં છે.

રાજા સિસોદીઆ રજપુત છે. બ્રિટિશ રેસિડન્ટ દરબારમાં રહે છે, પણ તે રાજ્યના કામની અંદર હાથ ઘાલતા નથી. આ રાજ્યની રાજધાની **ખટમંડુ** (૫૦,૦૦૦) દરીઆની સપાટીથી ૪,૫૦૦ ફુટ ઉંચું ખીણમાં આવેલું શહેર છે.

## ભુતાન.

**ભુતાન**નું સ્વતંત્ર રાજ્ય સિકીમની પૂર્વે પહાડમાં આવેલું છે, અને તે લગભગ કાઠિઆવાડ જેવડું છે, પણ એમાં વસ્તી કાઠિઆવાડની વસ્તીનો પાંચમો ભાગ છે. બ્રિટિશ રૈયત પર જુલમ કરવાના વાંકથી એનો કેટલોક મુલક ઈ. સ. ૧૮૬૩માં ખાલસા કરવામાં આવ્યો હતો. એની રાજધાની **પુનાખા** દાર્જિલીંગની ઈશાનમાં ૧૦૦ માઇલ પર આવેલું છે. આ પ્રદેશ ખરો પહાડી છે, અને ઊન, મીણ, કસ્તુરી, અને ઘોડા (ટટ્ટુ) આ રાજ્યની નિકાસ છે. લોકો શરીરે મજબુત બાંધાના છે, અને બૌદ્ધ ધર્મ માને છે.

## ફ્રેન્ચ સંસ્થાનો.

ફ્રેન્ચ સંસ્થાનોનું ક્ષેત્રફળ ૨૦૦ ચો. મા. અને વસ્તી ૨,૮૨,૦૦૦ છે. એનું મુખ્ય શહેર **પોંડિચેરી** કોરોમંડલ કિનારા પર આવેલું છે, અને ત્યાં ફ્રેન્ચ ગવર્નર જનરલ રહે છે. તે શહેરમાં પાંચ

મિલે છે. પોંડિશેરી (૧,૮૫,૦૦૦) ઉપરાંત બીજાં ચાર સંસ્થાનો હિંદુસ્તાનમાં છે—**चंद्रनगर** (૨૫,૦૦૦) હુગલી નદી પર, **कारीकल** (૫૭,૦૦૦) કાવેરીના મુખના પ્રદેશમાં, **यानाम** (૫,૦૦૦)ગોદાવરીના મુખ આગળ, અને **माही** (૧૧,૦૦૦) મલબાર કિનારા પર છે. આ સંસ્થાનોની મુખ્ય નિકાસ મગફળી, સુતરાઉ કાપડ, અને ચોખા છે.

## फिरंगी संस्थानो.

ફિરંગી સંસ્થાનોનું ક્ષેત્રફળ ૧,૬૦૦ ચો. મા. છે, અને વસ્તી ૫,૦૦,૦૦૦ છે. એનાં ત્રણ સંસ્થાનો **दीव**, **दमण** અને **गोवा** પશ્ચિમ કિનારા પર આવેલાં છે (જુઓ મુંબઈ ઇલાકો). આ સંસ્થાનોની મુખ્ય નિકાસ નાળિએર, માછલાં, અને સોપારી છે.

## सिलोन.

હિંદુસ્તાનની દક્ષિણે આવેલો સિલોન અથવા લંકાનો ટાપુ હિંદુસ્તાનનો ભાગ છે, અને બ્રિટિશ રાજ્યને તાબે છે, પણ તે હિંદુસ્તાનના વાઇસરૉયની સત્તા નીચે નથી. ઇ. સ. ૧૭૯૬માં અંગ્રેજ લોકોએ આ ટાપુ પરનાં વલંદા સંસ્થાનો વલંદા પાસેથી લઈ મદ્રાસ ઇલાકામાં જોડી દીધાં હતાં, પણ ઇ. સ. ૧૮૦૧માં એને હિંદુસ્તાનના વાઇસરૉયની સત્તા નીચેથી કાઢી એનું ‘ક્રાઉન કૉલોનિ’* કરવામાં આવ્યું હતું. આ ટાપુનું ક્ષેત્રફળ કાઠિઆવાડ-થી સવાગણું છે, અને વસ્તી કાઠિઆવાડથી દોઢગણી છે.

આ ટાપુના દક્ષિણ ભાગનો મધ્ય ભાગ ઉચ્ચ પ્રદેશ છે, અને તે પર ઉંચા પર્વતો, અને શિખરો આવેલાં છે—**पेद्रा ताला गला** પર્વત (૮,૨૦૦ ફુટ), અને **सामनिह्ला** શિખર (૮,૪૦૦ ફુટ). કિનારાનો અને ઉત્તરનો પ્રદેશ નીચો, અને સપાટ મેદાન છે.

આ ટાપુ પર નૈર્ઋત્યનો વરસાદ હિંદુસ્તાનમાં પડે તે અગાઉ પડે છે, અને તે નૈર્ઋત્ય ભાગ પર વધારે પડે છે. ઉત્તર ભાગની હવા કર્ણાટકની માફક સુકી અને ગરમ છે. નૈર્ઋત્ય કિનારાની હવા ગરમ અને ભેજવાળી છે. અહીં ઘણા ભાગમાં પહેલાં જંગલ હતાં. ડુંગર ઉપર, અને નૈર્ઋત્ય કિનારા પર હજુ વનસ્પતિ

* જુઓ ભૂગોળ ભાગ બીજો, બ્રિટિશ સામ્રાજ્ય.

ઝાડી છે. જંગલમાં તજ પુષ્કળ થાય છે, અને તે ઉપરાંત કીમતી ઇમારતી લાકડું થાય છે. જંગલમાં હાથી, ચિત્તા, અને રીંછ જોવામાં આવે છે. આ બાજુએ અગાઉ બુંદ મોટી પેદાશ હતી, પણ તેને બદલે હાલ ચા મુખ્ય પેદાશ છે. એ ઉપરાંત સિંકોના, કેકાઉ, અને તમાકુ થાય છે. અનાજમાં ચોખા મુખ્ય પાક છે. માણેક વગેરે કીમતી ખનીજો, પ્લમ્બેગો, અને મીઠું મુખ્ય ખનીજો છે. મનારના અખાતમાંથી મોતી નીકળે છે, અને કિનારા પર પુષ્કળ મીઠું પકવવામાં આવે છે.

આ ટાપુમાં સિંગાલીસ લોકોની વસ્તી વધારે છે. ઉત્તરમાં તામીલ ભાષા બોલનારા લોકો વસે છે. વસ્તીના અડધા ભાગ કરતાં વધારે લોક બૌદ્ધ ધર્મ માને છે. એની મુખ્ય નિકાસ, ચા, બુંદ, નાળિએર, કોપરાં, કોપરેલ, કાથાનાં દોરડાં, સિંકોના, રબર, કોકો, તજ, એલચી, પ્લમ્બેગો, એબનિ, સોપારી, અને વેનિલા છે.

આ ટાપુનો ઉપરી ગવર્નર કહેવાય છે, અને તેને રાજકાજમાં મદદ કરવા પાંચ સભાસદની મંડળી, અને કાયદા બાંધવાના કામમાં ૧૮ સભાસદની મંડળી છે. ઇ. સ. ૧૮૧૫માં કાંદીના રાજાને ગાદીએથી ઉઠાડી આખો મુલક ખાલસા કરવામાં આવ્યો હતો.

**મુખ્ય શહેરોઃ—**

**કોલંબો** (૧,૫૮,૦૦૦) રાજધાની અને મુખ્ય બંદર છે. એ બંદરેથી ચા, બુંદ, કોપરેલ, અને તજ ચઢે છે.

**પોઇંટદીગાલી** (૩૭,૦૦૦) કોલંબોની ગોદી તૈયાર કરવામાં આવી તે અગાઉ મોટું બંદર હતું. **ત્રિંકોમાલી** (૧૧,૦૦૦) દરિઆઈ લશ્કરી વહાણનું મુખ્ય મથક, અને **જાફના** (૩૪,૦૦૦) ઉત્તર કિનારે હિંદુસ્તાન જોડે વેપાર કરનારૂં સ્થળ છે. **કાંદી** (૨૭,૦૦૦) સિંગાલીસ દેશી રાજાની રાજધાનીનું નગર હતું.

**માલદ્વીપ**–સિલોનની પશ્ચિમે ૫૦૦ માઇલ પર પરવાળાના ટાપુનો સમૂહ **માલદ્વીપ** નામે ઓળખાય છે. ત્યાંના રાજા સિલોનના ગવર્નરના તાબા નીચે છે. ત્યાંના રહેવાસી તેમજ રાજા મુસલમાન છે, ટાપુની મુખ્ય પેદાશ નાળિએર છે.

**સમાપ્ત.**